शमयित्वास्य विषमयी-

भूतस्य भवस्य सत्त्वयैव विषम्।

सिञ्चन्त्यै सुखसुधये-

दमर्प्यते गौरि ते प्रीत्या ॥ १ ॥

त्वमसि शरीरं सुन्दरि

संसारे मे प्रिये यशोविद्ये।

तस्माद् [illegible] यशःशरीरं

यदिदं मम तत्तवास्तुतराम् ॥२॥

*My life to me was but like poison.*
*'Twas sweetness thine that made it sweet.*
*So lay I, Love, with deep devotion,*
*This loving present at thy feet.*

*I live in thee, who art as dear*
*To me as learning and good name.*
*Soul of my soul! Do thou for e'er*
*Live in my body of fair fame.*

दुरूहोच्छिन्नदुष्टानामर्थानां सिद्धिरस्तु मे।
प्रक्षिप्तभ्रष्टनष्टानां शब्दानां शुद्धिरेव च॥

# બે બોલ.

ભાસનાં નાટકો વિદ્વત્તા ભરેલા ઉપોદ્ઘાત સાથે પ્રસિદ્ધ થયાં, ત્યારથી મારા મનમાં એમ થયા કરતું હતું કે એમાંના એકાદનો અનુવાદ કર્યો હોય તો ઠીક. આથી કરીને બાલણકૃત કાદંબરીનો પૂર્વભાગ તૈયાર કરતાં વચમાં વિનોદાર્થે મેં **स्वप्नवासवदत्त** ગયા જાન્યુઆરીમાં હાથમાં લીધું, અને ઘણા સમયથી મનમાં સ્ફુર્યા કરતું જાગૃતિનું સ્વપ્ન થોડા વખતમાં સાચું થયું. પ્રિય વાંચનાર! એ જ આ **સાચું સ્વપ્ન** છે.

કવિની અંતર્વૃત્તિ એની કૃતિની સંકલનામાં અનુભવવી હોય, તો એનો સમાગમ ઇષ્ટ છે. તે ન બને, તો એનું ચરિત્ર જાણવાથી પણ કાવ્યના ભાવ ઉપર કંઇક આનંદદાયક પ્રકાશ પડે છે. છેવટ કંઇ નહિ તો કવિ ક્યારે થયો એટલું એ જાણવું જરૂરનું છે, એટલા માટે કે ન્યાય આપવો તો કોરે રહ્યો પણ કવિના દેશકાળના અજ્ઞાને એને અન્યાય તો ન અપાય. નાટકની પૂર્વે પૂર્વરંગનું તાંડવ કર્યું છે તે આ સમજથી.

જેમના તરફથી આ ન્હાનું પુસ્તક તૈયાર કરવામાં સહાયતા મળી છે, તે સૌનો આની ખ્યાતિમાં ભાગ છે. ડેકન કૉલેજના પ્રૉ. બેલવેલકરે **गर्ग-संहिताના युगपुराण**માંથી ઉતારો કરી મોકલ્યો હતો. મુનિમહારાજ મુનિ વિજયજીએ એમના મુદ્રાયંત્રસ્થ **प्राचीनजैनलेखसंग्रह**માંથી ભિક્ષુ-રાજ ખારવેલના લેખનાં પાનાં કાઢીને મોકલ્યાં હતાં. પ્રૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે, રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ અને રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે કેટલાંક ઉપયોગી પુસ્તકો પૂરાં પાડ્યાં હતાં. તેમનો સર્વનો હું આભારી છું.

વધારે લંબાણ કરી અહીં હું કંટાળો નહિ આપું. હજુ તો પુરા-તત્ત્વના અને પાઠભેદના કૂટપ્રશ્નોની ચર્ચાથી આગળ ઘણો એ કંટાળો આપવાનો બાકી છે.

અમદાવાદ; ડીસેમ્બર, ૧૯૧૬. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

# મહાકવિ ભાસ.

## પુરાતન ખ્યાતિ.

અતિ પ્રાચીન કાળમાં જે અનેક નાટકકારો થઈ ગયા કહેવાય છે, તેમાંનો એક ભાસ છે. **કુમારસંભવ**થી પ્રખ્યાતિ પામેલો કવિ કાલિદાસ નવા નાટકકાર તરીકે બહાર પડયો, ત્યારે ભાસ પ્રેક્ષક તેમ જ નટનો માનીતો થઈ પડયો હતો. એ સમર્થ નાટકકારે સંસ્કૃત સાહિત્યમાં નાટકોનો સુકાળ કરી મૂક્યો હતો. જ્યાં ત્યાં એનાં નાટકો જ ભજવાતાં હતાં. મરણોત્તર પણ રંગભૂમિ ઉપરથી એ ખસ્યો નહતો. એનાં ઋજુ અને રસમય સંવિધાનને માટે સર્વનો એવો ભારે પક્ષપાત બંધાઈ ગયો હતો, કે નવું નાટક સારૂં હોય તોપણ કોઇ તે જોવાની દરકાર કરતા નહિ. એમનો એ એકતરફી મોહ **માલવિકાગ્નિમિત્ર**ના પ્રયોગમાં કાલિદાસને પણ આડે આવ્યો હતો. પ્રેક્ષકો લોકપ્રિય થઈ પડેલાં જૂનાં જ નાટકો જોવા માગતા. તેઓ જામેલી ખ્યાતિના ભાસ અને સોમિલને જ ઓળખતા હતા. એમના જેવાં નાટકો નવા લેખકથી લખાય નહિ, એવો લોકમત બંધાઈ ગયો હતો. આથી કરીને પોતાના નાટકના મંગળાચરણમાં કાલિદાસ શંકર ભગવાનને હાથ જોડીને વીનવે છે, કે પ્રભુ પ્રેક્ષકોના મનમાં વસી એમની **તામસી વૃત્તિ** દૂર કરો અને રૂડો પ્રયોગ જોવા એઓ દોરાઓ[1]. મહાન નાટકકારના આ પ્રથમ નાટકની પ્રસ્તાવનામાં ભાસ અને સોમિલની લોકપ્રિયતાની વાત અનેક મુખે કહેવામાં આવી છે[2]. એ બે માન્ય કવિઓ પૈકી બીજાનાં નાટક કેવાં હતાં, તેની ખબર નથી. પરંતુ પહેલો તો બેશક નાટકકારોમાં ભાગ મૂકાવે એવો હતો.

## કવિનાં તેર નાટક.

ઇસવી સાતમા શતકનો બાણ ગત કવિઓના ગુણ ગાતાં ભાસે અનેક નાટકો રચ્યાનું જણાવે છે[3]. એ વાતની પુષ્ટિ આપી નવમા શતકનો રાજ-

---

१ **सन्मार्गालोकनाय व्यपनयतु स वस्तामसीं वृत्तिमीशः ।**

२ **पारिपार्श्विकः । × × प्रथितयशसां भाससोमिलकविमिश्राणां प्रबन्धानतिक्रम्य वर्तमानकवेः क्रियायां कथं परिषदो बहुमानः । सूत्रधारः । अये विवेकविश्रान्तमभिहितम् । पश्य । पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् । सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥** ૩ જુઓ **હર્ષચરિત**ના આરંભે **सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः । सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥**

શેખર વિશેષમાં કહે છે, કે એ અનેક નાટકો પૈકી એક **स्वप्नवासवदत्त**-ને અગ્નિની આંચ ન હતી અડી[૪]. બારમા શતકના જયાનકે **पृथ्वीराजचरित**-માં આ આખ્યાયિકાનો ઉલ્લેખ કર્યો છે[૫]. એ રીતે, જોકે **स्वप्नवास-वदत्त**માં કોઈ પણ ઠેકાણે કર્તા તરીકે ભાસનું નામ છે નહિ, તથાપિ તે ભાસે જ રચ્યું છે એમ શંકા કે વિવાદના અવકાશ વગર સિદ્ધ થાય છે. એ નાટક ઉપરાંત બીજાં બાર નાટકો ભાસના નામથી પ્રસિદ્ધ થયાં છે. એમાં કર્તાનું નામ છે નહિ; તેમ છતાં એ જે ઉચ્ચ ભાવ અને આર્દ્ર હૃદયનું એમાં દર્શન થાય છે તે ઉપરથી, અને સંક્ષિપ્ત પ્રસ્તાવના, સાદું સંવિધાન, પ્રસન્ન શૈલી, પંડિતાઈના ઓપ વગરની ભાષા, આડંબર વિનાની ટૂંકી ઉક્તિ, સૂચન વગર એકાએક પાત્રપ્રવેશ, રાજભક્તિએ ઊભરાતાં મંગ-ળાચરણ અને [૬]ભરતવાક્ય વગેરે વિશિષ્ટતા ઉપરથી સહેજે જણાઈ આવે છે, કે એ પણ **स्वप्नवासवदत्त**ના કર્તાએ જ રચેલાં છે. **अविमारक**માં મેઘનાદના પ્રભાવે નાયક પોતે બચી બીજાં બેને બચાવે છે; અહીં પણ રાજશેખરના પ્રતાપે **स्वप्नवासवदत्त** નાટક પોતે બચી બીજાં બારને બચાવે છે.

---

૪ જુઓ મુખપૃષ્ઠમાં આપેલો શ્લોક. ૫ જુઓ **पृ. च. ।११३। सत्काव्य-संहारविधौ खलानां दीप्तानि वह्नेरपि मानसानि । भासस्य काव्यं खलु कृष्णवर्त्मा सोऽप्याननात् पारतवन्मुमोच** ॥. ત્રીજા ચરણમાં છા-પેલી પ્રતમાં મૂળ અને ટીકાનો પાઠ **विष्णुधर्मान्** છે, તે અસંગત છે. આથી પ્રકરણ જોઈ **कृष्णवर्त्मा** પાઠ મેં કલ્પ્યો છે. ૬ ગણપતિ શાસ્ત્રી એમ સમજાવવા મથે છે કે ભાસનાં ભરતવાક્યમાં કંઈ ઐતિહાસિક તત્ત્વ છે નહિ. જ્યારે જ્યારે જ્યાં જ્યાં નાટક ભજવાય ત્યારે ત્યારે તે તે દેશના રાજાને માટે સર્વસામાન્ય આશીર્વાદ ભાસે ઘડી રાખ્યા છે, એટલે કે ભરતવાક્યો સાર્વદેશિક અને સાર્વકાલિક છે. એમનું આ કહેવું કોઈ પણ પ્રકારે સ્વીકારાય એવું નથી. બહુધા ભરતવાક્યમાં સર્વસામાન્ય આશીર્વાદ હોય છે, એ વાત સત્ય છે. પરંતુ ભાસનાં ભરતવાક્યની રચના નોખી છે. એમાં ચોકસ બાબતોનો નિર્દેશ છે, જેને લીધે એ સાર્વદેશિક અને સાર્વકાલિક થઈ શકે જ નહિ. **परचक्रं प्रशाम्यतु** એ વચનથી પરચક્રની ઈતિ અર્થાપન્ન છે. વિના ઈતિએ ઈતિ શમવાનો આશીર્વાદ અરોગ પુરુષને રાજયક્ષ્મા મટી જવાના આશીર્વાદ જેવો અર્થ વગરનો બને છે. ગયેલી ભોંય પાછી વળવાનું આશીર્વચન જેણે તસુ એ ભોંય ગુમાવી ન હોય તેને કેવું લાગૂ પડે ? આખા આર્યાવર્તમાં તમારી આણ વર્તો એ આશિષ નબળાપોચા પાંચ પચીસ ગામના ધણીને ઉપહાસરૂપ છે. ચોકસ બનાવો ચોકસ દેશકાળ અને વ્યક્તિના બોધક છે. એમાં સમાયલા ઐતિહાસિક તત્ત્વનો અનાદર કરવો યોગ્ય નથી. ભાસ કવિ ભરતવાક્યમાં જ નહિ પણ મંગળ-શ્લોકમાં પણ આવી ઐતિહાસિક માહીતી પૂરી પાડે છે.

સામે ટક્કર ન ઝીલાયાથી એક વાર તો લડાઈનો બધો અસબાબ પાછળ પડતો મૂકી છડી સવારીએ એને જીવસટ્ટે મથુરા ભાગી જવું પડયું હતું. ત્યારપછી શાકલનો યવનવીર મીનેંડર વાવાઝોડાની માફક એના ઉપર ચડી આવ્યો હતો અને સારો મગધ દેશ ઘોડાની ખરીએ ખૂંદી વળ્યો હતો. અનેક યુદ્ધના અખાડામાં કસાયલા પુષ્યમિત્રે વિદેશી યવનોને હાંકી કાઢયા એટલું જ નહિ, પણ તેણે યવનરાજ્ય જીતી લીધું. સિંધુ અને વરદાના બંને કાંઠે શુંગોની હાક વાગી. છૂટો મૂકેલો અશ્વમેધનો ઘોડો સમસ્ત આર્યાવર્તમાં ફરી પાટલિપુત્ર પાછો આવ્યો અને ચક્રવર્તી પુષ્યમિત્રે મોટા સમારંભથી યજ્ઞ ઊજવ્યો[૧૬]. શુંગો અને કાણ્વાયનો વૈદિક ધર્મના અનુયાયી હતા. તેમના સમયમાં બૌદ્ધ ધર્મનું પરિબળ ઘટવા માંડયું હતું. મત અને આચારમાં ફેરથી એ ધર્મના અનેક ફાંટા પડી ગયા હતા; અને એની શીલસંપત્તિનો હ્રાસ થયો હતો. આ રીતે કાલનિર્ણયની ચારે કોટિ મેં ચાર વરસ ઉપર દર્શાવેલા નિર્ણયનું સમર્થન કરે છે.

## કવિનાં વર્ણ અને ગોત્ર.

આ કવિ જાતે બ્રાહ્મણ હતો. વાસ્તવિક રીતે ભાસ તેનું વિશેષનામ નથી, પણ ગોત્રસંજ્ઞા છે. આગસ્ત્ય ગોત્રના હૈમોદક વિભાગમાં ભાષ નામ આવે છે, તેનું ભાસ રૂપાંતર છે. પ્રાચીન કાળમાં પોતાનું નામ ન લેતાં ગોત્રનામ લેવાનો સંપ્રદાય હતો. આથી વ્યક્તિનાં વિશેષનામ લુપ્ત થઈ પતંજલિ, કાત્યાયન, પાણિનિ, યાસ્ક વગેરે ગોત્રનામ પાછળ રહી ગયાં છે. નાટકકારના સંબંધમાં પણ એમ જ બન્યું છે. એનું જન્મનામ સૂત્રધાર સભાને વિજ્ઞાપના કરતાં લેતો હશે. એ વિજ્ઞાપનાના શબ્દ જો નાટકકારે પ્રસ્તાવનામાં ઊતાર્યા હોત, તો તે બચવા પામત. અત્યારે તો આપણે કવિને ગોત્રસંજ્ઞાથી ઓળખિયે છિયે[૧૭].

## ધર્મ.

નાટકોનાં મંગળાચરણ જોતાં ભાસ ભાગવત હોય એમ જણાય છે. એણે **अविमारक**માં વરાહનું, **कर्णभार**માં નરસિંહનું, **मध्यमक** અને

---

૧૬ જુઓ 'આદિશુંગ પુષ્યમિત્ર.' ૧૭ **भाष, पतञ्जलि, कात्यायन, पाणिनि** અને **यास्क** એ ગોત્રસંજ્ઞાઓ બાબત **गोत्रप्रवरनिबन्धकदम्बक**માં **प्रवरमञ्जरी** અને **प्रवरदर्पण** જુઓ.

**दूतवाक्य**માં વામનનું, **रामाभिषेक** અને **प्रतिमादशरथ**માં રામનું તથા **कृष्णबालचरित** અને **ऊरुभङ्ग**માં કૃષ્ણનું સંકીર્તન કર્યું છે. **पञ्चरात्र** અને **दूतघटोत्कच**માં પણ વિષ્ણુ ભગવાનનું મંગળાચરણ છે. માત્ર **स्वप्नवासवदत्त** અને **प्रतिज्ञायौगन्धरायण**ના મંગળમાં પાત્રમુદ્રાના અર્થે બળરામ અને કુમારનો નિર્દેશ છે. વળી **रामाभिषेक** અને **प्रतिमादशरथ** નાટકમાં રામચંદ્રજીનું અને **कृष्णबालचरित**માં શ્રીકૃષ્ણનું ચરિત્ર કવિએ ગાયું છે; તથા **दूतवाक्य**માં વિશ્વરૂપદર્શનનો યોગ પણ સાધ્યો છે. એ બધું ધ્યાનમાં લેતાં ભાસ વિષ્ણુભક્ત જ ઠરે છે.

### સહચારી પતંજલિ.

ભગવાન ભાષ્યકાર આ રાજકવિના સહચારી છે. પુષ્યમિત્રના દ્રવ્ય-યજ્ઞના આચાર્ય પતંજલિ[૧૮] અને ચાક્ષુષયજ્ઞના ભાસ મુનિ[૧૯]. **कृष्णबालचरित** ભજવાયાની **महाभाष्य**માં નોંધ પણ છે. એના ત્રીજા અધ્યાયના પહેલા પાદના બીજા આહ્નિકને છેડે એના પ્રયોગને અનુલક્ષીને પ્રશ્ન ઊઠાવ્યો છે, કે **कंसं घातयति** એમાં વર્તમાનકાળ શા માટે? કંસ મરાયાને તો ઘણો એ કાળ વીતી ગયો છે. આના ઉત્તરમાં ભાષ્યકાર કહે છે, કે નટોના ઉસ્તાદો તાલીમ આપી પ્રયોગ દ્વારા કંસનો વધ પ્રત્યક્ષ કરાવે છે તેટલા માટે. કેટલાક નટ કંસના અને કેટલાક કૃષ્ણના પક્ષના બને છે; તથા પોતાનાં મ્હો કાળાં ને રાતાં ચિતરે છે. નાટક ભજવાતાં લોકો કહે છે- જાઓ, જાઓ, કંસ હણાય છે. વાર હોય તો જણાવે છે કે જઈ પ્હોચો, કંસ હણાશે. ખેલ થઈ રહ્યો હોય તો 'જવું નકામું છે, કંસ તો હણાયો,' એમ કહી બીજાને પાછા વાળે છે[૨૦].

---

૧૮ જુઓ **महाभाष्य**નું **इह पुष्यमित्रं याजयामः।** એ વચન. ૧૯ **पृ. च. ।१।३।** ની ટીકામાં જૈનરાજ ભાસને મુનિ ઉપપદ લગાડે છે. ૨૦ **इह तु कथं वर्तमानकालता कंसं घातयति ×× इति चिरहते × कंसे ×××। अत्रापि युक्ता। कथम्। ये तावदत्र शौभिका नाम एते प्रत्यक्षं कंसं घातयन्ति ×××× इति।...........केचित् कंसभक्ता भवन्ति केचिद्वासुदेवभक्ताः। वर्णान्यत्वं खल्वपि पुष्यन्ति। केचित् कालमुखा भवन्ति केचिद् रक्तमुखाः। त्रैकाल्यं खल्वपि लोके लक्ष्यते। गच्छ, हन्यते कंसः। गच्छ, घानिष्यते कंसः। किं गतेन, हतः कंसः। इति हेतुमति च।**

## પુરાણા પ્રયોગ.

પતંજલિના આ સહયાયીનાં નાટકોમાં કેટલાક પાછળથી વપરાટમાં ન રહેલા પુરાણા પ્રયોગો[૨૧] મળી આવે છે. એમાં એક આર્ષ, દસ દેશકાળ-રૂઢ અને તેર પ્રાકૃતગંધિ છે. **गृह्य** એ પાણિનિએ તજી દીધેલૂં પણ બોલીમાં રહી ગયેલૂં સંબંધક કૃદંતનૂં એક રૂપ છે. તે આર્ષ સંસ્કૃત અને શિષ્ટ સંસ્કૃતનૂં સળંગપણૂં જણાવે છે. **सपत्नीकाय, सर्वराज्ञः, व्यूढोराः,** ચરણના આરંભમાં **मे, उन्नामय, वीजन्ति, रुदन्तीम्** અને **जपापुष्पमिव रक्तलोचनः** એ સ્થાનિક વિશિષ્ટ પ્રયોગના દૃષ્ટાંત છે. ઈ. સ. પૂર્વે પાંચમા અને ચોથા શતકના આપસ્તંબ અને કૌટિલ્ય પણ આવી રીતે કેટલાક વિશિષ્ટ પ્રયોગ વાપરે છે[૨૨]. છેલ્લો દૃષ્ટાંત વાંચતાં સહજે **आपस्तम्बधर्मसूत्र ।२।१०।२६।२०।** સમાન હોઈ યાદ આવે છે. સમાસ કરતાં બંનેમાં સાપેક્ષતાનો હીસાબ ગણ્યો નથી. વળી **चेत्** અવ્યય અને **सति सप्तमी** સાથે ભાસ શક્યતાના અર્થમાં **यदि**નો ઉપયોગ કરે છે અને વૃત્તનાં ચરણો નોખાં ગણી સંધિ ન કરવાની અને અંત્ય લઘુ જરૂર પડે ત્યાં ગુરુ ગણવાની પરિપાટી સ્વીકારે છે, તે પણ આ વિશિષ્ટ પ્રયોગની કોટિમાં આવે છે. મોટો ભાગ જે પ્રાકૃતગંધિ રૂપોનો, તેમાંનાં બારમાં આત્મનેપદ અને પરસ્મૈપદ પ્રત્યય એક બીજાને ઠેકાણે વાપર્યા છે. આનૂં કારણ હૂં પ્રાકૃત સમજૂં છૂં. એમાં ધાતુ વિકલ્પે બંને પ્રકારના પ્રત્યય લે છે. **समाश्वासितुम्** પ્રયોગમાં પણ પ્રાકૃતની અસર છે. અવૈદિક ધર્મોએ પ્રાકૃતનો ઉપયોગ કર્યો, ત્યારથી સંસ્કૃતને તેનો પાસ બેસવા માંડી ચૂક્યો હતો. **आपस्तम्बधर्मसूत्र**માંના **सांवृति, म्लेच्छ, व्युपजाव, अनुलेपण, अपश्रयीत** આદિ પ્રયોગ એ સ્થિતિની ઝાંખી આપે છે. આ પ્રયોગ મોટે ભાગે અપાણિનીય છે. પરંતુ તેટલા માટે ભાસ પાણિનિના પહેલાં થયો અથવા તો તેણે અશુદ્ધ લખ્યું એમ કહેવૂં તે ખોટૂં છે. પાણિનિના

---

૨૧ જુઓ **'प्रतिमानाटक'** ને છેડે ગણપતિ શાસ્ત્રીએ આપેલું Appendix I. એમાં ગણાવેલા પિસ્તાળીસ પ્રયોગ પૈકી નવ પ્રાકૃત છે, તેમને સંસ્કૃત વ્યાકરણ સાથે સંબંધ નથી. **अवन्त्याधिपतेः** અને **छिद्यते** એ બે અપપાઠ છે. **म्हाते** સમજ ફેરથી પરિગણિત છે. સિવાય એકનો એક બોલ ફરી ગણાયો હોય એવા નવ છે. શાસ્ત્રીજીના પિસ્તાળીસમાંથી આ બધા બાતલ કરી બાકીના ચોવીસની ઉપર વિગત આપી છે. ૨૨ જુઓ Sacred Laws of the Aryans Vol. I. અને Kautilya's Arthaśāstra ના ઈંગ્રેજી ઉપોદ્ઘાત.

સમયમાં પ્રાકૃત સ્વતંત્ર ભાષારૂપે અસ્તિત્વ ધરાવતું ન હતું, તો એના પહેલાં પ્રાકૃતગંધિ રૂપોનો સંભવ કેવો? ભાસના સમયમાં પ્રાકૃત સાથે સંસ્કૃત જીવતી વ્યવહારની ભાષારૂપે બોલાતું અને લખાતું હતું. તેમાં **अष्टाध्यायी**-માં ન નોંધાયલા એવા અનેક પ્રયોગો રૂઢ હતા; અને નોંધાયલા લુપ્ત થયા હતા. ભાષાની શબ્દસંપત્તિ અને રૂપસંપત્તિ સર્વસ્થળ અને સર્વકાળ એકની એક નથી રહેતી. જીવતી ભાષામાં વધઘટ ઇષ્ટ જ છે. પાણિનિ અને ભાસનો દેશકાળકૃત ભેદ છે, તે બોલતા લખાતા સંસ્કૃતમાં પ્રયોગભેદ માગી લે છે. એક પશ્ચિમનો અને બીજો પૂર્વનો વતની હતો. એક ઈ. સ. પૂર્વે સાતમા શતકમાં અને બીજો બીજામાં થયો હતો. એકનું દૃષ્ટિબિંદુ શબ્દ-શુદ્ધિ છે; બીજાનું લોકવ્યવહાર છે. ટૂંકામાં કહિયે તો

**यामुज्जहार निःसीम्नो भासो भाषामहोदधेः ।**
**कुतः प्रयोगसंपत् सा मिते व्याकरणह्रदे ॥**

નાટક સંજ્ઞાનો બ્હોળો અર્થ.

ભાસના સમયમાં **नाटक** એ પ્રયોગબંધની સામાન્ય સંજ્ઞા હતી, એમ એણે **नट**નો **नाटकीय**[23] પર્યાય વાપર્યો છે તે ઉપરથી સમજાય છે. બાણ અને રાજશેખર એના પ્રયોગબંધનો **नाटक** શબ્દે નિર્દેશ કરે છે. ભાસ તેમનાં નામ નપુંસકલિંગે આપે છે, તે **नाटक** સંજ્ઞાને અનુલક્ષીને હોય એમ લાગે છે. આ દૃષ્ટિએ **प्रतिज्ञानाटिका** અને **मध्यमव्यायोग** સંજ્ઞાઓ કવિકૃત નહિ પણ અન્યકલ્પિત ઠરે છે. ઈ. સ. પૂર્વે બીજા શતકમાં રચાયલા પ્રયોગબંધોનું ઇ. સ. પછી ચોથા શતકના **भरतनाट्यशास्त्र** પ્રમાણે વર્ગીકરણ કરવું અનિષ્ટ છે.

ખંડિત નાટકો.

પ્રસિદ્ધ થયેલાં તેર નાટકો પૈકી **दरिद्रचारुदत्त** ખંડિત છે. એમાં આરંભનું મંગળ નથી અને પાછળના અંકો નથી. એના ઉપરથી લોકરુચિને વધારે અનુસરતું **मृच्छकटिक** રચાયું, તે પછી એનો પ્રચાર ધીમે

---

૨૩ જુઓ **प्रतिमादशरथ**, અંક ૧, **सारसिए सारसिए संगीदसालं गच्छिअ णाडईआणं विण्णवेहि कालसंवादिणा णाडएण सज्जा होहत्ति।**

ધીમે લુપ્ત થયો ને અસલ નાટક ખંડિત થયું. વામનકૃત **काव्यालंकार-सूत्रवृत्ति** ।४।३।२३। માં **द्यूतं हि नाम पुरुषस्यासिंहासनं राज्यम् ।** એ પંક્તિ ઊતારી છે, તે **मृच्छकटिक**ના બીજા અંકમાં છે, **दरिद्रचारुदत्त**માં નથી. ઇસિવી આઠમા શતકના પૂર્વાર્ધમાં વામન થયો મનાય છે. તેથી **मृच्छकटिक**ને સાતમા શતકથી મોડું મૂકી શકાય નહિ. એ બહુ લોકપ્રિય છતાં પણ **दरिद्रचारुदत्त** કેટલાંક સૈકાં ટકી રહ્યું. **सरस्वतीकण्ठाभरण**માં નીચેનો શ્લોક આપ્યો છેઃ–**शकार किं प्रार्थनया प्रावारेणाभिषेण वा । अकार्यवर्जं मे ब्रूहि किमभीष्टं करोमि ते ॥** આ **दरिद्रचारुदत्त**ના આઠમા અંકનો જણાય છે. તેને સ્થાને **मृच्छकटिक**માં તો **बाढम् । करोमि वर्जयित्वा त्वकार्यम् ।** એવું ગદ્ય જ છે. શૂદ્રકનામધારીને હાથે **दरिद्रचारुदत्त**નો **मृच्छकटिक**ના નામે સમુદ્ધાર થાય છે, તે **मृच्छकटिक** પાછળથી નીલકંઠને હાથે નવો સંસ્કાર પામે છે. બીજાં ખંડિત નાટકો [૨૪]**मध्यमक, दूतघटोत्कच** અને **कर्णभार** છે. એમનો છેવટનો ભાગ કંઇક ત્રુટિત હોય એમ લાગે છે.

### નાટકોનો કાલક્રમ.

પુષ્યમિત્રના ઇતિહાસ ઉપરથી, ભાસે ક્યારે કયું નાટક રચ્યું, તે થોડે ઘણે દરજ્જે વધતી ઓછી ખાતરીથી કહી શકાય છે. [૨૫]**प्रतिमादशरथ**ના ભરતવાક્યમાં ગુમાવેલી રાજલક્ષ્મી ફરી મળવાનો ઉદ્દગાર છે, તે કલિંગ દેશના રાજા ખારવેલના ભયથી પુષ્યમિત્ર મથુરા નાસી ગયો હતો તેને અનુલક્ષીને છે. આદિશુંગના વૃત્તાંતમાં એ સિવાય બીજો કોઇ પ્રસંગ રાજ-લક્ષ્મી ખોયાનો છે નહિ. સબબ **प्रतिमादशरथ** ઈ. સ. પૂર્વે ૧૬૫ માં રચાયું હોવું જોઇયે. **ऊरुभङ्ग** અને **रामाभिषेक** ખારવેલની ત્રીજી સવારી વખતે એટલે ઈ. સ. પૂર્વે ૧૬૧ માં ભાસે રચ્યાં જણાય છે. પહેલાના મંગળાચરણમાં વારંવાર સવારી કરનાર શત્રુઓનો જે નિર્દેશ છે, તેણે કરીને કલિંગો જ લક્ષિત છે. છેલ્લી સવારીમાં તેમણે મગધરાજને તોબા તોબા પોકારાવી હતી, તેથી બીજા નાટકના ભરતવાક્યમાં એનો પરચક્ર-

---

૨૪ ગણપતિ શાસ્ત્રી **मध्यमव्यायोग** નામ આપે છે. વ્યાયોગ સંજ્ઞા ભાસકૃત ન હોવાથી **मध्यमक** નામ મેં આપ્યું છે. ૨૫ ગણપતિ શાસ્ત્રી **प्रतिमानाटक** નામ આપે છે. **प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त** ટૂંકાઈને **प्रतिज्ञाना-टिका** અને **स्वप्ननाटक** બન્યાં, તેમ **प्रतिमादशरथ** ટૂંકાઈને **प्रतिमानाटक** સંજ્ઞા ઊભી થઈ છે.

ત્મક ઈતિરૂપે ઉલ્લેખ છે. તે પછી **प्रतिज्ञायौगन्धरायण**, **स्वप्नवासवदत्त**, **कृष्णबालचरित** અને **दूतवाक्य** રચાયાં છે. છેલ્લાં ત્રણ નાટકોના ભરતવાક્યમાં સાર્વભૌમત્વ પામવાનો નિર્દેશ છે. તેનું અલવત્તર કલિંગરાજ જીવતાં સ્વપ્ન પણ આવવું અશક્ય હતું. આ કારણથી એ ત્રણને હું ખારવેલના મરણ પછી મૂકું છું. **स्वप्नवासवदत्त** નાટક **प्रतिज्ञायौगन्धरायण**નું સાંધણ છે. પહેલામાં બીજાના વસ્તુનું સ્પષ્ટ સૂચન છે. એ જોડકું માત્ર પરચક્રની આડથી જુદું પડે છે. સાર્વભૌમપદમાં પરિણામ પામનારી આ આપત્તિ તે મીનેંડરની ચડાઇ, એમ હું સમજું છું. બીજો એવો ઉત્પાત પુષ્યમિત્રના સમયમાં જાણવામાં નથી. આથી **प्रतिज्ञायौगन्धरायण** મીનેંડરની ચડાઇ વખતે ઈ. સ. પૂર્વે ૧૫૮ ના આગલા ભાગમાં, **स्वप्नवासवदत्त** મધ્ય ભાગમાં, **कृष्णबालचरित** છેવટમાં અને **दूतवाक्य** ૧૫૭ ના આરંભમાં રચાયાં ઠરે છે. બાકીનાં ૭ નાટકોનો નિર્માણકાળ જાણવાનાં જોઇયે તેવાં સાધન નથી. **प्रतिमादशरथ**માં પ્રસંગવશાત્ કહેલું કાલસંવાદિતાનું તત્ત્વ સ્વીકારિયે, તો તેમાંનાં ત્રણ વિશે માત્ર અટકળ થઈ શકે છે. **दरिद्रचारुदत्त**નું વર્ધિત રૂપ જે **मृच्छकटिक**, તેમાં નબળા પાલકનો વધ કરી આર્યક ગાદીએ આવે છે. એ અવંતિનો રાજ્યપરિવર્ત પાટલિપુત્રની રાજ્યક્રાંતિના પડછે આપ્યો હોય, તો ભાસે **दरिद्रचारुदत्त** ઈ. સ. પૂર્વે ૧૮૭ માં રચ્યું હોય. વળી શાપભ્રષ્ટ અવિમારકના કુટુંબના વૃત્તાંતમાં રાજ્યભ્રષ્ટ બૈમ્બિકોનો વૃત્તાંત પ્રતિબિંબિત હોય, તો પુષ્યમિત્રે વિજય કરી પ્રતિષ્ઠા જમાવી તે અરસામાં એટલે ઈ. સ. પૂર્વે ૧૮૦ માં **अविमारक** રચાયું હોય[૨૬]. ઉપરાંત કુરુરાજના અવભૃથસ્નાનથી જેનો ઉપક્રમ થાય છે એવું **पञ्चरात्र** નાટક, તે કદાચ પુષ્યમિત્રે અશ્વમેધ યજ્ઞ ઊજવ્યો તે પ્રસંગે ઈ. સ. પૂર્વે ૧૫૫ માં રચાયું હશે.

---

૨૬ **अविमारक**ને પરચક્રની આપત્તિ સાથે કંઇ લેવાદેવા છે નહિ. મુદ્રિત પ્રતમાં એને છેડે **रामाभिषेक** અને **प्रतिज्ञायौगन्धरायण**વાળું ભરતવાક્ય જોવામાં આવે છે, તે અસ્થાને છે. અને **गोब्राह्मणानां हितमस्तु नित्यं सर्वप्रजानां सुखमस्तु लोके। इमामुदीर्णार्णवनीलवस्त्रां नरेश्वरो नः पृथिवीं प्रशास्तु॥** એ આખ્યાનકી જ વાસ્તવિક ભરતવાક્ય છે. **कुन्तिभोज सौवीरराज किमन्यत् प्रियमुपहरामि** એવું નારદ પૂછતાં તે બે રાજા **यदि मे भगवान् प्रसन्नः किमतः परमहमिच्छामि।** એમ એકકાળે કહે છે, તેના અનુસંધાનમાં એ છે.

## **स्वप्नवासवदत्त** એક ઐતિહાસિક નાટક.

ભાસનાં નાટકો પૈકી **प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त**નું જોડકું ઐતિહાસિક છે. વત્સદેશનો ઉદયન, અવંતિનો પ્રદ્યોત અને મગધનો દર્શક એ રાજાઓ ઈ. સ. પૂર્વે પાંચમી સદીમાં થયા હતા[૨૭]. વત્સરાજનું ચરિત્ર એક વખત વિક્રમચરિત્રના જેવું લોકપ્રિય હતું. ઈ. સ. પૂર્વે ચોથા સૈકાની લોકકથામાં અવિમારક અને ઉદયનની કથાઓ અગ્રસ્થાન ભોગવતી જોવામાં આવે છે. એકનો **कामसूत्र**માં અને બીજીનો **अर्थशास्त्र**માં ચાણક્ય નિર્દેશ કરે છે[૨૮]. ગુણાઢ્ય, હર્ષ વગેરે કવિએ પણ વત્સરાજનું ચરિત્ર વખાણ્યું છે.

### તેની ઉત્તમતા અને ન્યૂનતા.

**स्वप्नवासवदत्त** ભાસનાં નાટકોમાં ઉત્તમ મનાય છે[૨૯]. એનાં પાત્રની ઉચ્ચતા અને ભાવની શુદ્ધતા નાટકસાહિત્યમાં બેશક ચડિયાતા પ્રકારની છે. તોપણ કહેવું જોઇયે કે ભાસે આપેલી હકીકતમાં કોઈ કોઈ ઠેકાણે અપૂર્ણતા અને અસ્પષ્ટતા જોવામાં આવે છે. યૌગંધરાયણ વાસવદત્તાને આવંતિકાના વેષમાં પદ્માવતી પાસે મૂકે છે. રાજકુમારી ન્યાસ સ્વીકારે છે. પણ તે નથી યૌગન્ધરાયણનું કે વાસવદત્તાનું નામ પૂછતી, તેમ નથી ન્યાસનો અવધિ પૂછતી. લાવાણકની લાહ્ય પછી બ્રહ્મચારી એને વતન રાજગૃહ જાય છે કે અન્યત્ર અધૂરી વિદ્યા પૂરી ભણવા, તે કોણ કહેશે? એ તપોવનમાં બપોરે સહેજ વીસામો ખાય છે ને પછી રસ્તે પડે છે. તે વખતે સંધ્યાકાળ કહ્યો છે તે શી રીતે? વત્સરાજનો શત્રુ આરુણિ ક્યાંનો રાજા હતો? શા કારણથી તેમને એને વિગ્રહ થયો? તેમાં કોની ક્યાં ક્યાં કેવી રીતે હાર-જીત થઈ? એનાંનું કશું એ નાટકમાં સૂચવ્યું નથી. પદ્માવતીનું માથું દૂખતું સાંભળી એક તરફથી રાજા અને બીજી તરફથી વાસવદત્તા પહેલી રાતે સમુદ્રગૃહમાં મળવા આવે છે ને પદ્માવતી તો ત્યાં છે નહિ. એનો કહીં

---

૨૭ જુઓ Pargiter's Dynasties of the Kali Age અને Smith's Early History of India. ૨૮ જુઓ **का. सू ।५।४।१४। शृण्वत्यां चाहल्याविमारकशाकुन्तलादीन्यन्यान्यपि लौकिकानि च कथये-त्तद्युक्तानि** । અને **कौ. अ. शा. । १।७। दृष्टा हि 'जीवतः पुनरावृत्तिः' यथा सुयात्रोदयनाभ्याम** । ૨૯ જુઓ મુખપૃષ્ઠમાં આપેલો શ્લોક.

એ ખુલાસો નથી, તે પણ ખામી કહેવાય. બાકી ચાલતે અંકે વગરસૂચને પાત્રનો પ્રવેશ, સ્થળનું બદલાવું, રંગભૂમિ ઉપર મરણ વગેરે બાબત તો ઈ. સ. પૂર્વે બીજા શતકમાં વિહિત હતી.

### ભાસ અને કાલિદાસ.

ભાસ અને કાલિદાસ ઋજુ માર્ગના કવિ છે. સમાસ ન્હાના, ઉક્તિઓ મુદ્દાસર અને ટૂંકી, ગદ્યપદ્યની વિવેકયુક્ત અને મનોહર ગુંથણી, ભાષા સરળ રૂઢ અને પ્રસન્ન, એ એમની કૃતિઓના આગળ પડતા ગુણો છે. એમનાં સંવિધાન રસમય અને સાદાં છે. કાલિદાસ ઉજ્જવલ પ્રતિભાથી શૃંગારમાં લીન કરી દે છે, ભાસ તેની વિવિધતાથી અનેક રસની જમાવટ કરી આનંદ આપે છે. એકનાં નાટકોમાં કાર્યનો વિકાસ ચડિયાતો છે, બીજાનાંમાં પાત્રનો આદર્શ ઉચ્ચ છે. એક વિનયશાળી છે, બીજો વિનોદી છે. કાલિદાસ ઝીણી તેમ જ મોટી બાબતો ઉપર એકસરખું ધ્યાન આપે છે, જેથી કરીને તેની કૃતિમાં સુઘડપણું જોવામાં આવે છે. ભાસનું ઝીણી બાબત ઉપર લક્ષ રહેતું નથી, જેથી એની કૃતિમાં ન્યૂનતા રહી જાય છે. એનું સ્થાન મહાકવિ કાલિદાસની પછી પણ બીજા સર્વ નાટકકારની પૂર્વે છે.

# આદિશુંગ પુષ્યમિત્ર.

## રાજ્યક્રાંતિ.

શુંગવંશ મૌર્યવંશ પછી મગધની ગાદીએ આવ્યો. મૌર્યોનો પૂર્ણ પ્રતાપ ચંદ્રગુપ્ત અશોક અને બિંદુસાર એ ત્રણ પેઢી જ તપ્યો. તે પછી સાત આઠ વરસ રાજ્ય કરનારા કુણાલ દશરથ ને સંપ્રતિ બૌદ્ધ આજીવકને જૈન ધર્મના શ્રદ્ધાળુ સંગી તરીકે માત્ર જાણીતા છે. તેમના ઉત્તરાધિકારી શાલિશૂકે તેર વરસ રાજ્ય કર્યૂં કહેવાય છે. પરંતુ **बृद्धगर्गसंहिता**માં તેના નામનિર્દ્દેશ ઉપરાંત તેના વિશે કંઈ જાણવામાં નથી. છેલ્લા ચાર મૌર્ય રાજાઓનો રાજ્યકાળે ટૂંકો છે ને ખ્યાતિ એ શૂન્ય છે. જીરણ થઈ ડાળાં પાંખડાં ખોઈ બેસી પુરાણા અડાબીડ વૃક્ષનૂં બોડૂંરોડૂં બોદાઈ ગયેલૂં સૂકૂં ઠૂંઠૂં જ રહેવા પામે, તેવી અવદશા એક વાર કલિંગ, કુંતલ, મહિષમંડળ, ગોસ્થાન, હેરાત અને મકરાણ સુધી પસરેલા મૌર્યસામ્રાજ્યની થઈ. દેવધર્મા શતધન્વા અને બૃહદ્રથના સમયનૂં મગધરાજ્ય તે અક્ષરશઃ મગધરાજ્ય જ હતૂં. તેની નાણા સંબંધી હાલત પણ બહુ નબળી હતી. રાજ્યનૂં ઉત્પન્ન છેક ઘટી જવાથી મૌર્ય રાજાઓનો શિવ અને સ્કંદની મહાપૂજા દ્વારા વાટે ને ઘાટે પૈસા ઊઘરાવવાનો વારો આવ્યો હતો[1]. છેલ્લા રાજા બૃહદ્રથમાં ઊંડી પ્હોચ ન હતી. તેની સેનાનો ઉપરી પુષ્યમિત્ર કરીને એક શૂરો અને સાહસિક સરદાર હતો. એના મનમાં પ્રજ્ઞાદુર્બળ રાજાનો ઘાટ ઘડી જાતે રાજા થવાની ઇચ્છા પ્રગટી. એક સમયે કવાયદ બતાવવાના બ્હાને **શસ્ત્રાસ્ત્ર** અને કવચટોપ સજીને આવેલી સેનાથી ઘેરી લેઈ રાજ્યલોભી સેનાપતિએ નબળા રાજાનૂં

---

૧ જુઓ પાણિનિના **जीविकार्थे चापण्ये ।५।३।९९।** સૂત્ર ઉપર પતંજલિનૂં ભાષ્ય–**अपण्य इत्युच्यते । तत्रेदं न सिध्यति । शिवः स्कन्दो विशाख इति । किं कारणम् । मौर्यैर्हिरण्यार्थिभिरर्चाः प्रकल्पिताः । तासु न स्यात् । यास्त्वेताः संप्रतिपूजार्थास्तासु भविष्यति ।**. ભાષ્યકાર પુષ્યમિત્રના સમયમાં થયા હતા. તેથી **मौर्यैः** પદથી હૂં મૌર્યવંશના છેલ્લા ત્રણ રાજા સમજૂં છૂં. ત્યમ વળી **हिरण्यार्थिभिः** પદ હૂં નાણાની ભીડના અર્થમાં લેઉં છૂં. સર્કૃત વિદ્વાન ગોલ્ડસ્ટકર વગેરે એ બે પદોનો લોભી ચંદ્રગુપ્ત વગેરે અર્થ કરે છે; જુઓ Goldstucker's Pânini. રૂડા રાજ્યકર્તા ચંદ્રગુપ્ત ઉપર ધનલોભનો આરોપ કેવળ અસ્થાને છે.

વ્યાયામભૂમિમાં ખૂન કર્યું[2] અને ઈ. સ. પૂર્વે ૧૮૮માં પ્રતાપી મૌર્યોના [3]દસ પેઢી પ્હોંચેલા વંશનો અંત આણ્યો.

### નવોરાજા પુષ્યમિત્ર.

ન્હાના રાજ્યમાં થયેલી આ ઊથલપાથલ તરફ કોઈ રાજ્યે લક્ષ આપ્યું નહિ. પરંતુ એક સ્થાનિક ફેરફાર ગણી મગધની રાજક્રાંતિની ઉપેક્ષા કરવા જેવી ન હતી. પુષ્યમિત્ર શુંગ ચક્રવર્તીની કીર્તિનો ભૂખ્યો વીર નર હતો. તે મગધના ન્હાનકડા રાજ્યથી ધરાઈને બેસી રહેનારો ન હતો. રાજા થઈને સંતોષી હોય તે નષ્ટ છે, એ વચનને તે પ્રમાણ માનતો હતો. રાજા થયા છતાં વીરત્વની ખ્યાતિ આપનારૂં સેનાપતિ[4] પદ એને પ્રિય હતું. સેનાની સહાયતાથી બહાદુર શુંગે પરાક્રમનાં પગરણ માંડયાં. એક પછી એક ઉત્તરનાં રાજ્યો જીતી તેણે ખાલસા કર્યા અને જાલંધર સૂધી રાજ્યની સરહદ વધારી.

### વાયવ્ય દિશાનું ગ્રીક રાજ્ય.

નવા પ્રાપ્ત કરેલા મુલકને વાયવ્ય દિશાએ ગ્રીકોનો ભય હતો. સીરિયાના શહાનશાહ ત્રીજા એંટિઓકસે હિંદુકુશ ઓળંગી સુભગસેનને

---

૨ જુઓ **हर्षचरित ।६। प्रज्ञादुर्बलं च बलदर्शनव्यपदेशदंशिताशेषसैन्यः सेनापतिरनार्यो मौर्यं बृहद्रथं पिपेष पुष्यमित्रः स्वामिनम् ।** Indian Antiquary II, 368 માં **प्रतिज्ञादुर्बलं** પાઠ છે. Cowell અને Thomas પણ એ ડૉ. બુલ્હરનો પાઠ કબૂલ રાખે છે. પરંતુ તે સાકાંક્ષ છે. તે કારણથી હું **संकेत**કાર શંકરનો **प्रज्ञादुर्बलं** પાઠ સ્વીકારૂં છું. વળી ઉપલબ્ધ **दर्शिताशेष** પાઠ પુનરુક્તિ ઉપજાવનારો છે અને સ્વારસ્ય રહિત છે. આથી **दंशिताशेष** પાઠ કલ્પ્યો છે.

3 દસ મૌર્યો બાબત જુઓ Pargiter's Dynasties of the Kali Age.

૪ રાજા થયા પછી પણ પુષ્યમિત્ર પોતે **सेनापति** કહેવાતો હતો, તે બાબત જુઓ **मालविकाग्निमित्र**નાં નીચેનાં વાક્યો:—**देवेण सेणावइणा जण्णतुरअरक्खणे णिउत्तो भट्टिदारओ वसुमित्तो ।, अयं पुनरिदानीं देवस्य सेनापतेः पुष्यमित्रस्य यज्ञशरणात् सप्राभृतको लेखः प्राप्तः ।**, અને **यज्ञशरणात् सेनापतिः पुष्यमित्रं वैदिशस्थं पुत्रमायुष्मन्तमग्निमित्रं स्नेहात् परिष्वज्यानुदर्शयति ।**

હરાવી સિંધુના કાંઠા સુધીનો મુલક જીતી લેઈ બાહ્લીક કિંવા બાક્ત્રિયાના પહેલા યૂથિડેમોસને તે સ્વાધીન કર્યો હતો, ઈ. સ. પૂર્વે ૨૦૬. તે પછી યૂથિડેમોસનો પુત્ર ડેમેટ્રિઅસ જે મહાન ઍંટિઓકસનો જમાઈ થતો હતો, તેણે પંજાબ અને સિંધ પણ જીતી લીધાં; અને વિપાશાની શાખા જે અપગા નદી, તેને તીરે આવેલા શાકલ શહેરને પિતાની યાદગીરીમાં યૂથિડેમિયા નામ આપી, હિંદની સુબાગીરીનું મુખ્ય શહેર બનાવ્યું, ઈ. સ. પૂર્વે ૧૯૦[5]. એ રીતે સ્થપાયલા બળવાન ગ્રીક રાજ્ય સામે શુંગરાજ્યના બચાવ સારૂ પુષ્યમિત્રે અંતર્વેદિમાં મથુરા પાટનગર ઠરાવ્યું. શુંગ રાજાની સુવ્યવસ્થાથી ભરતખંડના નદીમાતૃક વિશાળ મેદાનમાં આશરે અર્ધી સદીએ એક વાર ફરીને સમાધાની પસરી[6].

### આગ્નેય દિશાનું કાલિંગ રાજ્ય.

એ એકધારી વરસોનાં વરસ વ્યાપી રહેલી સુખશાંતિમાં ઈ. સ. પૂર્વે ૧૬૫ માં એકાએક ભંગ થયો. એ સાલમાં કલિંગના રાજા માહામેઘવાહન ખારવેલે[7] મગધ ઉપર સવારી કરી. હાલ જેને ઓઢિયા પ્રાંત કહે છે તે પ્રાચીન ઉત્કલ દેશની દક્ષિણે કલિંગ આવ્યો હતો. એ પૂર્વ સમુદ્રના કાંઠે

---

૫ જુઓ Smith's Early History of India અને Rawlinson's Bactria.

૬ બૌદ્ધ પુસ્તકોમાં પુષ્યમિત્રે મગધથી જાલંધર સુધી બૌદ્ધ શ્રમણોને શોધી શોધીને મારી નાંખ્યાની અને વિહારો બાળી મૂક્યાની વાત છે. તે ઉપરથી શુંગરાજ્યની આ મર્યાદા આંકી છે. બૌદ્ધો ઉપર પુષ્યમિત્રે જુલમ કર્યાનું જેમ તારાનાથ લખે છે, તેમ બ્રાહ્મણોનું માથું કાપી લાવનારને અશોકે ઈનામ ઠરાવ્યાનું **દિવ્યાવદાન**માં કહ્યું છે. બેમાંથી એકે વાત માનવા લાયક નથી.

૭ **માહામેઘવાહન** એ ઈસવીસન પૂર્વેના કલિંગરાજાઓનું બિરૂદ હતું. **મેઘવાહન** ઈંદ્રનો પર્યાય છે, જુઓ આથી અમરકોશ. **મહામેઘવાહન** અને મહેંદ્ર એક અર્થના શબ્દો થયા. કલિંગમાં આવેલા પૂર્વ ઘાટના ભાગનું નામ મહેંદ્ર છે. એની કુલપર્વતમાં ગણના છે. મહેંદ્ર કિંવા મહામેઘવાહનના ધણી તે **માહામેઘવાહન,** એવા કંઈક સંકેતથી આ બિરુદ ઉત્પન્ન થયું જણાય છે. પ્રાકૃતમાં વૃદ્ધિ ન કરવાથી **મહામેઘવાહન** રૂપ રૂઢ થયું. ખારવેલને લગતી હકીકત ઉદયગિરિની હસ્તિગુફાના લેખમાંથી તારવી છે. એ લેખ સુવાચ્ય કર્યાનો યશ સદ્ગત પંડિત ભગવાનલાલ ઈંદ્રજીને છે. મેં તો તેને સુગ્રાહ્ય બનાવવા યત્ન કર્યો છે.

ગોદાવરીના મુખ સુધી પસર્યો હતો. ત્યાંના લોક સાહસિક કહેવાતા હતા[૮]. પ્રજામાં બ્રાહ્મ, બૌદ્ધ અને જૈન ત્રણે ધર્મનો પ્રસાર હતો; પરંતુ પરિબળ જૈનોનું હતું[૯]. પૂર્વે કલિંગ નંદરાજાના વ્હોળા સામ્રાજ્યનો ભાગ હતો[૧૦]. એના પછી થનાર મહાપ્રતાપી ચંદ્રગુપ્તે સમસ્ત દક્ષિણાપથ પાટલિપુત્રની છાયા નીચે આણ્યો હતો[૧૧], ત્યારથી આશરે સો વરસ તે મૌર્યોના તાબામાં રહ્યો હતો. દરમ્યાન ઈ. સ. પૂર્વે ૨૬૪ માં તેણે છૂટા થવાનો એક નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો અને તેના બદલામાં અશોકને હાથે ભારે ખુવારી ભોગવી હતી[૧૨]. છેવટે મૌર્યો જ્યારે નબળા પડ્યા, ત્યારે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકના છેલ્લા ચરણમાં **ચેત** [ સં. **ચૈત્ર** ] વંશના રાજા ક્ષેમરાજે[૧૩] પરતંત્રતાની ઘસાઈ ગયેલી બેડી તોડી નાંખી[૧૪]. તે જ અરસામાં અંધ્રદેશનો રાજા સિમુક પણ સ્વતંત્ર થયો[૧૫]. ત્યારબાદ કલિંગના રાજાએ ઉત્તરમાં ઉત્કલ, પશ્ચિમમાં કોશલ અને દક્ષિણમાં વેંગીમંડળનો પ્રદેશ જીતી

---

૮ **कालिङ्गः साहसिकः ।**

૯ ઈસવી સનની સાતમી સદીમાં મહાચીનનો પ્રવાસી સાધુ યવનચંગ આવ્યો, ત્યાં લગી પણ કલિંગમાં નિર્ગ્રંથોની સંખ્યા વધારે હતી ; જુઓ Watters' Yuan Chwang II, 198.

૧૦ જુઓ ટિપ્પણી ૪૪.

૧૧ અશોકના લેખ દક્ષિણમાં મહિષમંડળ પર્યંત જોવામાં આવે છે. પરંતુ અશોકે તો માત્ર કલિંગ ઉપર સવારી કર્યાનું જણવામાં છે. એ દેશ વસ્તુતઃ નંદ રાજાના સમયથી મગધરાજ્યનો એક ભાગ હતો. એ જોતાં દક્ષિણાપથ અશોક પહેલાં પાટલિપુત્રની સત્તા નીચે આવેલો સમજાય છે. નંદ મહાસમૃદ્ધિમાન ચક્રવર્તી હતો; પરંતુ તેની સત્તા કલિંગ સિવાય દક્ષિણના અન્ય દેશ ઉપર હોય એમ જણાતું નથી. કેમકે કૌટિલ્યે **અર્થશાસ્ત્ર** રચ્યું ત્યાં લગી આર્યાવર્તની જ ચક્રવર્તિક્ષેત્ર તરીકે ગણના થતી હતી. એ રચાયા પછી ચંદ્રગુપ્તે દક્ષિણાપથના દેશો જીતી મૌર્યસામ્રાજ્યની છાયા નીચે આણ્યા, એમ હું માનું છું.

૧૨ જુઓ Aśoka's Kalinga Edicts.

૧૩-૧૪ હસ્તિગુફાના લેખમાં ખારવેલ પોતાને **चेतराजवंसवधन** [સં. **चैत्रराजवंशवर्धन** ] કહે છે; તથાપિ પૂર્વજોમાં તો ક્ષેમરાજ અને બુધરાજ, બેને જ ગણાવે છે. તે ઉપરથી ક્ષેમરાજના સમયમાં કલિંગ સ્વતંત્ર થયો એમ અહીં કહેવામાં આવ્યું છે. ભિક્ષુરાજની પેઠે ક્ષેમરાજ અને બુધરાજ ઉપનામ જણાય છે.

૧૫ જુઓ Smith's Early History of India.

લેઈ રાજ્યમાં વધારો કર્યો[16]. પશ્ચિમમાં આંધ્ર[17] રાજાએ પણ નાસીક પર્વત મુલક ઉત્તરના રાષ્ટ્રિક પાસેથી જીતી લીધો[18]. મહાનદીથી કૃષ્ણાના મુખ સુધી વિસ્તાર પામેલા પૂર્વરાજ્યમાં જ્યારે ક્ષેમરાજનો પૌત્ર ભિક્ષુરાજ ખારવેલ રાજા થયો, ત્યારે અર્ધી સદીની સ્વતંત્રતા અને સુવ્યવસ્થાના પ્રતાપે કલિંગની આર્થિક સ્થિતિ ઉત્તમ પ્રકારની હતી[19]. રૈયત આબાદ અને ખજાનો તર હતો. નવો રાજા પણ પ્રજાના સુખમાં, રાજ્યના અભ્યુદયમાં અને કુળની કીર્તિમાં વધારો કરે એવો હતો. એનાં પ્રશસ્ત લક્ષણોથી સંતોષ પામી પ્રજાએ એને રાજપદ આપ્યું હતું[20]. ખારવેલ અને એના પૂર્વજો જૈન હતા[21]. એનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૯૭ માં થયો હતો[22]. એને બાળપણમાં વિજિગીષુને છાજે એવી ઉત્તમ પ્રકારની કેળવણી મળી હતી.

---

૧૬ ખારવેલ ઉત્કલ જીત્યાનો દાવો કરતો નથી. છતાં તેનો લેખ ઉદયગિરિ પર્વત ઉપર કોતરેલો છે. તેથી એ ગાદીએ આવ્યો તે પહેલાં હું ઉત્કલ કલિંગે જીતી લીધો સમજું છું. પ્રસ્તુત લેખમાં શાતકર્ણિના રક્ષણ અર્થે પશ્ચિમમાં ખારવેલે લશ્કર મોકલ્યું કહ્યું છે; તેથી ગોદાવરી અને કૃષ્ણાના મુખ વચ્ચેનો પ્રદેશ તે કાળે આંધ્રોના કબજામાં ન હતો પણ કલિંગની સત્તા નીચે હતો, એવી અટકળ કરી છે.

૧૭ પુરાણોમાં સિમુક અને તેના વંશજોને **आन्ध्र** કહ્યા છે. આંધ્ર વંશના ત્રીસ રાજા તેમાં ગણાવ્યા છે. એ ત્રીસ આંધ્રો પછી સાત શ્રીપર્વતીય આંધ્ર થયા છે; તેમને પુરાણો **आन्ध्रभृत्य** નામે ઓળખાવે છે. આથી હું સિમુક અને તેના વંશના રાજાઓને **आन्ध्र** કહું છું. ડૉ. ભાંડારકર તેમને **आन्ध्रभृत्य** કહે છે, તે સરતચૂક જણાય છે.

૧૮ જુઓ Smith's Early History of India.

૧૯ જુઓ હસ્તિગુફાના લેખમાં ખારવેલનાં દાન, ઉત્સવ અને બાંધકામની નોંધ.

૨૦ જુઓ હસ્તિગુફાના લેખમાં ખારવેલને **पसथसुभलखन** વિશેષણ લગાડ્યું છે તે. એના અભિષેકના સંબંધમાં **दानधमेन......महाराजाभिसेचनं पापुनाति ।** એમ કહ્યું છે, તે પણ ધ્યાનમાં લેવું.

૨૧ જુઓ લેખ મજકૂરમાં **कलिंगपुवराजनमंसितं** વગેરે.

૨૨ પુષ્યમિત્ર સંબંધી આ સંક્ષિપ્ત લેખમાં તે તે બનાવનાં વરસ જે આપ્યાં છે, તેની ગણત્રીનું ધોરણ નીચે મુજબ છે. મહાન સિકંદર જ્યારે પંજાબમાં હતો, ત્યારે પૂર્વમાં ગંગાતટે Xandrames નામે મહાબળવાન રાજા રાજ્ય કરતો હતો, એમ Diodorus Siculus લખે છે અને Quintus Curtius તેને અનુસરે છે. Xandrames **चन्द्रमस्**નું ગ્રીક રૂપાંતર છે. આ **चन्द्रमस्** મહાપ્રતાપી

ગણિત, સાહિત્ય, વ્યવહાર અને ચિત્રવિદ્યામાં તે કુશળ હતો[૨૩]. જૈન આગમોનું તે સારૂં જ્ઞાન ધરાવતો હતો[૨૪]. અભ્યાસકાળ પૂરો થતાં પંદર વરસની ન્હાની ઉમ્મરે તેને યુવરાજ બનાવવામાં આવ્યો; અને પચીસમા વરસમાં તેના પિતા બુધરાજ દેવલોક પામતાં તે રાજા થયો, ઈ. સ. પૂર્વે ૧૭૩[૨૫]. પૂર્વજની વિજયપ્રવૃત્તિ જારી રાખવા અભિષેકજળથી જ તેણે સંકલ્પ કર્યો[૨૬]. ગાદીએ આવ્યાને બીજે વરસે એ સંકલ્પને પુષ્ટિ આપનારો પ્રસંગ પણ તેને આવી મળ્યો. અંધ્રરાજ્યના નૈસર્ગિક શત્રુ રાષ્ટ્રિકોએ ભોજકોની સહાયતાથી શ્રીમલ્લ શાતકર્ણિને ભારે સંકડામણમાં લીધો હતો; તેમાંથી છૂટવા તેણે ખારવેલની મદદ માગી[૨૬]. કલિંગરાજે મોટું

---

ચંદ્રગુપ્ત મૌર્યનાં અનેક નામમાંનું એક છે; જુઓ મુદ્રારાક્ષસ. આથી કરીને ઈ.સ. પૂર્વે ૩૨૫ માં આર્યાવર્તના પશ્ચિમ છેડાના પ્રાંતો સિકંદરે જીત્યા, ત્યારે પાટલિપુત્રમાં ચંદ્રગુપ્ત રાજ્ય કરતો હોવો જોઇયે. આ લેખે એલેકઝાંડરની છાવણીમાં ચંદ્રગુપ્ત બહારવટિયારૂપે રખડતો આવ્યાની વાત એવી બીજી વાતોની પેઠે નિર્મૂલ અને અશ્રદ્ધેય ઠરે છે. ઈ. સ પૂર્વે ૩૨૫ માં ચંદ્રગુપ્ત પાટલિપુત્રનો રાજા હતો, તે બીજી રીતે પણ સિદ્ધ થાય છે. તે બુદ્ધ ભગવાન પછી ૧૬૨ વરસે ગાદીએ આવ્યો કહેવાય છે; અને મિ. સ્મિથ નિર્વાણની સાલ ઈ. સ. પૂર્વે ૪૮૭–૮૬ નક્કી કરે છે, જુઓ Smith's Early History of India. હવે હસ્તિગુફાનો લેખ મૌર્યસંવત ૧૬૫ માં કોતરવામાં આવ્યો હતો. એ સંવત ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો ત્યારથી ગણાય છે. આથી પ્રસ્તુત લેખની સાલ ઈ. સ. પૂર્વે ૧૬૦ ઠરે છે. તે વખતે ખારવેલ સાડત્રીસ વરસનો હતો; અર્થાત્ તે ઈ. સ. પૂર્વે ૧૯૭ માં જનમ્યો હતો. મૌર્યવંશનો સમગ્ર રાજ્યકાળ ૧૩૭ વરસ આપવામાં આવે છે. તેથી ઈ. સ. પૂર્વે ૧૯૮ માં પુષ્યમિત્રને રાજા થયો ગણ્યો છે. બીજાં વરસોની ગણત્રી પણ આ જ પ્રમાણે કરવામાં આવી છે. Smith's Early Histry of Indiaની અને આ લેખની સાલોમાં ઉપરના કારણને લીધે નજીવો ફેર પડે છે.

૨૩–૨૪ હસ્તિગુફાના લેખમાં બાળ ખારવેલને **लेखरूपगणनाववहारविधिविसारद** અને **सवविजावदात** એવાં બે વિશેષણ લગાડ્યાં છે. તેમાં લેખ, રૂપ, ગણના અને વ્યવહારથી ભિન્ન શક્યાર્થના વિદ્યાશબ્દે હું આગમ અર્થાત્ જૈન આગમ સમજૂ છું. જૈન ભિક્ષુની વિદ્યા તે જ છે. ભિક્ષુરાજ ખારવેલના સંબંધમાં પણ તે જ લેવી ઉચિત છે.

૨૫–૨૬ જુઓ લેખની નીચેની પંક્તિઓ– **पनरवसानि......कीडिता कुमारकीडका। ततो...........नववसानि योवराजं पसासितं। संपुणचतुवीसतिवसो च दानधमेन सेसयोवनेभिविजयपोवस्तिये... ...महाराजाभिसेचनं पापुनाति।** અહીં અસલ પાઠ **सेसयोवनाभिविजयपोवस्तिये** છે.

ચતુરંગ દળ અંધ્રરાજની વ્હારે મોકલ્યૂં. આ જબરૂં સૈન્ય કુમ્મકે આવી પ્હોંચતાં શત્રુએ પાછાં પગલાં કર્યાં. તેમની પૂંઠે લાગી કલિંગવીરોએ કૌશાંબ ક્ષત્રિયોની સામેલગીરીથી દુશ્મનના હાથમાં ગયેલૂં નાસીક નગર પાછૂં મેળવ્યૂં[૨૭]. શૂરા રાષ્ટ્રિક અને ભોજકના હાથ હેઠા પડયા અને તેમણે ખારવેલ સાથે મેળ કર્યો[૨૮]. એ રીતે અંધ્ર, મહારાષ્ટ્ર અને વિદર્ભ દેશ કલિંગની છાયા નીચે આવ્યા; અને કલિંગનરેશનો પ્રતાપ રાજ્યકાળના બીજા જ વર્ષમાં નર્મદા અને મહાનદીથી કૃષ્ણા સૂધી પસર્યો.

ખારવેલની પહેલી સવારી.

તરુણ કલિંગનરેશે હવે વર્ધમાન ભગવાનના ચરણારવિંદે પવિત્ર થયેલી ભૂમિ ભણી નજર ફેરવી. શત્રુ ચેતી જવા ન પામે એવી રીતે આભ્યુદયિક ધાર્મિક અને સાર્વજનિક સમારંભોમાં પાંચ છ વર્ષ ગાળી[૨૯] અભિષેકથી આઠમા વરસમાં તેણે પ્રચંડ સેના સાથે ઉત્કલની સીમા ઓળંગી મગધ રાજ્ય ઉપર ચડાઇ કરી, ઈ. સ. પૂર્વે ૧૬૫. પુષ્યમિત્ર તેના સામો થયો, પણ ફાવ્યો નહિ. તેના બહુ સુભટો માર્યા ગયા. પગના ધમકારાથી ધરણી ધૂજાવતા કલિંગસૈનિકો રખેને મને ઘેરી લે, એ ભયથી તે છડી સવારીએ

---

૨૭–૨૮ જુઓ લેખમાંથી નીચેનો ઉતારો—**दितिये च वसे अभितायंतो सातकर्णि पछिमदिसं हयगजनररथबहुलं दंडं पठापयति। कुसंबानं खतियानं च साहायवता पत्तं नसिकनगरं।** આ વાક્યો ડૉ. ભગવાનલાલની વાચનામાં અર્થ વગરના રૂપમાં જોવામાં આવે છે. એમાં **अभितयिता सातकणि** અને **खतियं च सहायवता पत्तं मसिकनगरं** છે. એમાંના પહેલા ભાગે મિ. સ્મિથને ગોથૂં ખવરાવી દીધૂં છે. **अभितयिता**ને કર્તૃવાચક રૂપ ગણી ક્રમભંગનો દોષ ન લેખવી, પશ્ચિમના અભિત્રાતા સાતકર્ણિએ ખારવેલને મદદ મોકલી, એવો ઉલટો અર્થ એઓ કરે છે; જુઓ Smith's Early History of India. ડૉ. ભગવાનલાલ પદ મજકૂરને સંબંધક કૃદંત લે છે, તેથી પણ સારો અર્થ થતો નથી. વાસ્તવિક રીતે પાઠ જ દૂષિત છે. તે પછીના **मसिकनगरं** પદે તો સૌને મૂઝવ્યા છે. આંધ્ર રાજા કૃષ્ણે નાસીક [સં. **नासिक्य**, પ્રા. **नस्सिक्क**] જીતી લીધૂં હતૂં. તે પાછૂં મેળવવા માટેનો આ વિગ્રહ સમજી **नसिक** પાઠ મેં કલ્પ્યો છે. નાસીક ધી સંબંવિગ્રહમાં રાષ્ટ્રિકો સાથે પડોશી તરીકે ભોજકો જોડાયા માન્યા છે. એ રીતે રાષ્ટ્રિકો ને ભોજકો કલિંગના સંબંધમાં આવ્યા બાદ તેમને જૈન ધર્મમાં આસ્થા ઉપજાવવાના ખારવેલે ઉપાયો લીધાનૂં પ્રસ્તુત લેખમાં આગળ વાંચિયે છિયે.

૨૯ જુઓ ખારવેલ ગાદીએ આવ્યા પછીના ત્રીજાથી છઠ્ઠા વરસ સૂધી લેખ મજકૂરમાં આપેલી હકીકત.

મથુરા નાસી ગયો[૩૦]. ખારવેલે તેની છાવણી લૂંટી. અસંખ્યાત હાથી ઘોડા રથ વગેરે વાહનો અને પુષ્કળ ખજાનો તેના હાથમાં આવ્યાં. ભાગી ગયેલા ઢાલા શત્રુની વાંસે જવાનું માંડી વાળી વિજયી કલિંગરાજ મેળવેલી ભારે લૂંટ સાથે કલિંગ પાછો ફર્યો.

### તેની બીજી ને ત્રીજી સવારીઓ.

એક વરસ પછી ખારવેલે ભારતવર્ષનાં ઉત્તરનાં રાજ્યો ઉપર ફરી સવારી કરી. એની વિગત કંઇ જાણવામાં નથી[૩૧]. પરંતુ પહેલી સવારીની પેઠે આ બીજી કેવળ અભિદ્રવરૂપ હશે, એમ જણાય છે. જો એનું કંઇ પણ સંગીન ફળ નીપજ્યૂં હોય, તો ઈ. સ. પૂર્વે ૧૬૧ માં એને ત્રીજી વારની સવારી કરવી પડે નહિ. આ છેલ્લી સવારીમાં દક્ષિણાપથની પેઠે ઉત્તરાપથમાં પણ પોતાની આણ વર્તાવવાનો એનો સંકલ્પ હતો. સાહસિક સુભટોના અને મહાબળવાન હાથીઓના સૈન્યના સ્વામીને એ અશક્ય ન હતું. તેને આવતો સાંભળી મગધની પ્રજામાં ત્રાસ ફેલાયો. એ સમોવડિયા સમર્થ રાજાઓ વચ્ચે જે દારુણ વિગ્રહ જામ્યો, તેમાં પુષ્યમિત્રે ચડી આવનાર રાજાના હાથે સખત માર ખાધો. છેવટે તે હારીને ખારવેલને તાબે થયો. મગધરાજને નમાવ્યા પછી તેણે ઉત્તરાપથના બીજા રાજાઓને પણ વશ કર્યા. આદિતીર્થંકર ઋષભદેવની મૂર્તિ નંદ રાજા ઊપાડી ગયો હતો, તે આ સવારીમાં પાટલિપુત્રથી રાજગૃહ પાછી આણી જૈન વિજેતાએ નવા ભવ્ય પ્રાસાદમાં ભારે ઉત્સવસમારંભથી તેની સ્થાપના કરી[૩૨].

---

૩૦ જુઓ નીચેનો ઉતારો-**अठमे च वसे............घातापयिता राजगहनपं पीडापयति। पतिनं च कमपदानपनादेन सवत सेनवाहने विपमुचितु मधुरं अपयातो।**. અહીં લેખમાં **पतिनं** છે, તેને બદલે મેં **पतिनं** [ સં. **पत्तीनाम्** ] પાઠ કલ્પ્યો છે.

૩૧ લેખ ખંડિત છે.

૩૨-૩૩ જુઓ નીચેનો ઉતારો-**बारसमं च वसं.........सहस..... ......हि वितासयंतो उतरापथराजानो......मगधानं च विपुलं भयं जनेंतो हथिसथं गंगायं पाययति। मागधं च राजानं बहु पटिसासिता पादे वंदापयति। नंदराजनितस अगजिनस............... राजगहे रतनपडिहारेहि अ मगधे वासितु नयरिं............. विजाधरुलेखिअंबरानि सिहरानि निवेसयति। सतवसदानपरिहारेन**

### તેનું ભર જવાનીમાં મરણ.

ઉત્તરાપથના વિજય પછી ખારવેલે એકાદ વરસ જ રાજ્ય કર્યું જણાય છે. જો એ વધારે જીવ્યો હોત, તો મીનેંડરને હાથે મગધને ખમવું પડત નહિ, કલિંગની છાયા નીચેના વિદર્ભ રાજ્યમાં અગ્નિમિત્ર હાથ ઘાલત નહિ અને અશ્વમેધ ઊજવી પુષ્યમિત્ર સાર્વભૌમ રાજા બનત નહિ. ચૌદ વરસ રાજ્ય કરી ભર જવાનીમાં એ વીર ચાલ્યો ગયો, ઈ. સ. પૂર્વે ૧૫૯.

### ખારવેલનાં વિશેષલક્ષણ.

ખારવેલ યુદ્ધવીરની સાથે દાનવીર અને ધર્મવીર પણ હતો. તેણે અદ્‌ભુત અપૂર્વ હસ્તિદાનથી રાજગૃહમાં ઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠાનો ઉત્સવ ઊજવ્યો હતો[33]. ગાદીએ આવ્યાને બીજે વરસે તેણે વિદર્ભ અને મહારાષ્ટ્રમાં જૈન ધર્મના પ્રસારના ઉપાય લીધા હતા[34]; અને તેરમે વરસે સર્વ દિશાના જ્ઞાનવૃદ્ધ ને તપોવૃદ્ધ નિર્ગ્રંથ શ્રમણોને કુમારીપર્વતે નોંતર્યા હતા[35]. તે ત્રિવિધ સમ્યક્‌ત્વથી **भिखुराजनूं**, સ્વધર્મના રક્ષણથી **गुतचकनूं**

---

**अभूतमकरियं हथिनं दानपडिहारं.........आहारापयति । इध सतस........उतरापथवासिनो वसिकरोति ।** અહીં ડૉ. ભગવનલાલના પાઠ **जनेतो, हथिस, मगधं, वदापयति, परिहारहि, वसिवु, विजाधरलकखिलंबरानि** અને **आहरापयति** છે.

૩૪ જુઓ નીચેનો ઊતારો—**तथा चतुथे वसे विजाधराधिवासअहुतं पुवकलिंगराजनमंसितं......मगधमकुटस......पूजितं च निखितछतभिंगारेहि तिरतनस पतयो सवरठिकभोजकेसु सादेवं दसयाति ।** અહીં ડૉ. ભગવાનલાલના પાઠ **चवुथे, विजाधराधिवासंअहत, ...धमकुटस** અને **भोजके** છે.

૩૫ જુઓ નીચેનો ઊતારો—**तेरसमे च वसे सुपवतविजयिचको कुमारीपवते अरहतो उपोसधे बाहिकायं निसिदियाय पपूजके...... ...............काले रिखिता.........कतसमायो सुविहितानं च सवदिसानं यानिनं तापसानं......संहतानं अरहतनिसिदियासमीपे पभारे वरकारुसमथथपतिहि अनेकयोजनाहि...... ..........पटालके चेतके च वेडुरियगभे थंभे पतिठापयति ।** અહીં મુદ્રિત પાઠ **अरहलेप(निवासे), यपजके, रिखिता** અને **थभे** છે.

અને સત્ત્વસિદ્ધિથી મહાવિજયનૂં બિરુદ ધરાવતો હતો[૩૬]. કુશળ શિલ્પીઓને હાથે તેણે અનેક જિનાલયો બંધાવ્યાં હતાં[૩૭]. પંડે હડહડતો જૈન છતાં, તેના પછી થયેલા સ્થાણ્વીશ્વરના ચક્રવર્તી હર્ષની પેઠે, તે અન્ય ધર્મનો પણ પ્રપૂજક હતો[૩૮]. તેણે બ્રાહ્મણોને પુષ્કળ રિદ્ધીથી સંતોષ્યા હતા; અને હેમાદ્રિના **दानखण्ड**ના પાંચમા અધ્યાયમાં સોનાના કલ્પવૃક્ષનૂં જે દાન કહ્યૂં છે, તે પણ તેણે આપ્યૂં હતૂં[૩૯]. કલિંગનગરીને પાણી પૂરૂં પાડવા તેણે નહેર ખોદાવી હતી[૪૦]; પુરવાસીની સગવડ સારૂં, શીતલસર નામે તળાવ હતૂં તેની ચારે કોર તેણે પાળ બંધાવી હતી[૪૧]; અને તેમના સુખ માટે જાહેર બાગ પણ કરાવ્યો હતો[૪૨]. નંદ રાજાના બંધાવેલા ત્રણ વરસ પાણી પ્હોચે એવા નંદસરની પાળમાં ઝાંપાવાળાં ધડનાળાં મૂકી તેણે તેને ખેતીના કામમાં વપરાતૂં કર્યૂં હતૂં[૪૩]. તેની ઉદારતા અને હિતબુદ્ધિનો લાભ એકલા રાજનગરને જ નહિ, પણ સારા કલિંગ દેશને તેણે અનેક રીતે આપ્યો હતો[૪૪]. તેના રક્ષણ નીચે સુખે વસતી પ્રજા સ્વચ્છ અને પર-

---

૩૬ જુઓ હસ્તિગુફાના લેખના અંતભાગમાં આપેલાં બિરુદો.

૩૭ જુઓ ખારવેલના રાજ્યકાળના નવમા બારમા અને તેરમા વરસની હકીકત.

૩૮ જુઓ **सवपासंडपूजक** બિરુદ.

૩૯ જુઓ નીચેનો ઉતારો—**नवमे च वसे....................पवरको कपरुखो हयगजरथेहि सह यत सवं घरावसधं........यस वा गहनं च कारयितु बमणानं जम्हि रधिसारं ददाति।**

૪૦ જુઓ નીચેનો ઉતારો—**तनसुलीयवाहा पनाडिं नगरं पवेसयति।** અહીં મુદ્રિત પાઠ **वाटा** અને **पवेस...**છે.

૪૧-૪૨ જુઓ નીચેનો ઉતારો—**सितलतडागपाडियो च बंधापयति। सबुयानपतिसंठापनं च कारयति।**

૪૩ જુઓ નીચેનો ઉતારો—**पंचमे च दानि वसे नंदराजतिवससतं ओघाटितं।**. અહીં **सद्म**નો અર્થ સરોવર છે; જુઓ **मेदिनी**. ખેતીવાડીના કામમાં વપરાતૂં કરવાના અર્થમાં **उद्घाटित**ના પ્રયોગ સાથે **कौटिलीय अर्थशास्त्र ।२।२४।** માં ચોથા પ્રકારના પાણીના વેરા [ **उदकभाग** ]ના સંબંધમાં **उद्घाट**નો ઉપયોગ સરખાવો.

૪૪ જુઓ નીચેનો ઉતારો—**पचमे वसे......पंनतीसेहि सतसहसेहि पकतियो रंजयति।, ततिये च पुन वसे गंधववेदबुधोदंप (?)**

ચક્રની ઈતિ શું તે જાણતી ન હતી[૪૫].

વાયવ્ય દિશાના ગ્રીકરાજ્યનો નાશ; અને શાકલનો મીનેંડર.

પરાક્રમી ખારવેલના મરણથી મનુષ્યમાત્રને અકારી પરતંત્રતામાંથી પુષ્ય-મિત્ર સ્હેજે મુક્ત થયો. તે પહેલાં થોડાક સમય ઉપર મધ્ય એશિયામાં ત્યાંની જંગલી પણ બહાદુર પ્રજાઓના નિવાસસ્થાનની મોટી ફેરફારી થઈ હતી. વાવંટોળમાં રેતીના પર્વતો ચંચળ થઈ પાંખો કરે, તે પ્રમાણે ત્યાંના વતની પશુપાળ હૂણો એકાએક ખળભળી ઊઠ્યા. એ ઊછાળા મારતો પ્રજા-સમુદ્ર મહાચીનના ખડક સામે અથડાયો. ત્યાંથી જે એકદમ ઓટ માર્યો, તેને લીધે બેવડા જોસથી પશ્ચિમમાં વધતાં તેનો એક ભાગ શકદ્વીપ કિંવા શકસ્થાનમાં ઠલવાયો. આથી કરીને ત્યાંના અસલ વતનીઓને ઘરબાર છોડવાં પડયાં. આમૂ ઓળંગી શકોએ સામા કાંઠાના વિદેશી ગ્રીક રાજ્યકર્તાઓને હરાવી તેમની પાસેથી બાહ્લીકનો વિશાળ પ્રદેશ પડાવી લીધો. એ રીતે મહાન એલેકઝાંડરે સ્થાપેલૂં ઉત્તર ગ્રીકરાજ્ય ઊંધૂં વાળ્યા બાદ શકોનાં કેટલાંક ટોળાં નીચે ઊતરી દક્ષિણ ગ્રીકરાજ્યના મધપુડામાં પેસી ગયાં અને તેમની વચમાં નવાં થાણાં નાંખ્યાં[૪૬]. એ સંધિમાં એક ગ્રીક વીર પ્રગટ્યો, જેણે બાક્ત્રિ-યાના યુક્રટાઇડિસનો અને પાર્થિયાના મિથ્રડેટિસનો માર ખાઈ અચેત બનેલા હિંદ તરફના ગ્રીકોમાં નવૂં ચેતન પ્રેર્યૂં, અને એલેકઝાંડરે પ્રગટાવેલો પ્રતાપાગ્નિ ઓલવાઈ જવાની તૈયારીમાં હતો તેને દીપાવ્યો. એ વીર તે અલસંદ દ્વીપના કલશી ગ્રામમાં જનમનાર[૪૭] મીનેંડર હતો. ગ્રીકોની ઢાલ અને સમશેરરૂપ

---

**નતગીતવાદિતસંદંસનાહિ उसवसमाजकारापनाहि च कीडापयति नगरिं।**, અને **छठे च वसे......इथिहितोच (?) राजसियो संदंसणं उसवकरावणं अनुगहअनेकानि सतसहसानि विसजति पोरजानपदे।** અહીં મુદ્રિત પાઠ **पनतीसाहि सतसहसहि पकातिये रजयति,** અને **राजसेयसंदंसणतोसवकरावणं** છે.

૪૫ જુઓ લેખના અંતભાગમાં **पसंतचको** બિરુદ.

૪૬ જુઓ Smith's Early History of India અને Rawlinson's Bactria.

૪૭ જુઓ **मिलिन्दप्रश्न ।३।७।४-५।** અહીં અલસંદ અને કલશીનૂં શાકલથી બસેં યોજન અંતર કહ્યૂં છે. શકદ્વીપ સુવર્ણદ્વીપ વગેરેની પેઠે અલસંદદ્વીપ શબ્દમાં દ્વીપ દેશવાચક છે. Rhys Davids એનો island અર્થ કરે છે, તે ભૂલ

આ લડવૈયો ન થયો હોત, તો તે સમયનું મગધરાજ્ય સિંધુ અને સમુદ્રના કાંઠા સુધી ક્યારનું એ પ્હોચ્યું હોત. એ બાહુશાળી વીરે ન્હાનાં ગ્રીકરાજ્યો જીતી લેઈ મોટું ગ્રીકરાજ્ય સ્થાપ્યું; અને કપિશના સ્વતંત્ર શકોને પણ તાબે થવાની ફરજ પાડી. સૌરાષ્ટ્ર દેશ કબજે કરી દક્ષિણમાં છેક શકપદ્ર પર્યંત તેણે પોતાની આણ વર્તાવી[૪૮].

શુંગરાજ્યનો અવંતિ પર્યંત વિસ્તાર.

જે ગ્રીકોનો પગપસારો રોકવા અંતર્વેદિમાં મથુરા મથક રાખવું પડ્યું હતું, તેમનાં પગલાં પશ્ચિમમાં સૌરાષ્ટ્ર પાર વધતાં પુષ્યમિત્ર ચમક્યો. યવનો કદમ આગળ લંબાવે તે પહેલાં વચગાળાનો પ્રદેશ જીતી લેવા તેણે યુવરાજ અગ્નિમિત્રને સમર્થ સેના આપી મોકલ્યો. પદ્માવતી, દશાર્ણ વગેરે કબજે કરી શુંગ કુમાર અવંતિ ઉપર ધસ્યો. એ દેશમાં તે વખતે મૌર્યવંશની અવાંતર

---

છે. અલસંદદ્વીપ નૌપ્રાપ્ય હોવો જોઇયે; કેમકે **मि. प्र. ।६।२१।** માં મહાસમુદ્ર ખેડી સાંયાત્રિકો વહાણમાં અલસંદ જાય છે એમ કહ્યું છે. આ વાત Rhys Davids અને Cunninghamના લક્ષ બહાર રહી ગઈ જણાય છે; કેમકે Questions of King Milindaના ઉપોદ્ઘાતમાં અલસંદ ને કલશીને બાક્ત્રિયામાં મૂક્યાં છે અને Ancient Geography of Indiaમાં અફગાનિસ્તાનમાં કહ્યાં છે. **मि प्र. । ४। ८।८८।**માં શકદ્વીપ અને યોનદેશનું, ચીન અને વિલાત કે મિલાતનું, અલસંદ અને નિકુંબનું, કાશી અને કોશલનું તથા કાશ્મીર અને ગાંધારનું, એવાં જોડકાં આપ્યાં છે.

૪૮ જુઓ Rawlinson's Bactria. સ્ટ્રેબોના લખવા પ્રમાણે મીનેંડરે Patalene, Saraostos અને Sigerdis જીતી લીધાં હતાં. એ પૈકી પહેલા બે દેશ સિંધ અને સૌરાષ્ટ્ર છે એમ નક્કી થઈ ચૂક્યું છે. પરંતુ Sigerdis તે કયો દેશ તે વિશે કંઈ નિર્ણય બાંધવામાં આવ્યો નથી. એને સૌરાષ્ટ્ર પછી મૂક્યો છે અને પશ્ચિમ કિનારે આવેલો કહ્યો છે, તે ઉપરથી શકપદ્રની આસપાસના પ્રદેશને હું Sigerdis માનું છૂં. કોંકણની ગુફાઓના લેખમાં શકપદ્રનું નામ છે. તે, એ પ્રાંતમાં તુલસી પાસે સાકી ગામ છે, તેની પડોશમાં હતું; જુઓ Bombay Gazetteer, Vol. I, Part II, p. 11. ઈસવી પહેલી સદીમાં Barygaza (**भृगुकच्छ**) માં મીનેંડરના સિક્કા ચલણી નાણા તરીકે વપરાટમાં હતા.

શાખાનો પુષ્યમિત્ર નામે રાજા રાજ્ય કરતો હતો[૪૯]. તે શુંગસેના સાથે લડતાં હાર્યો ને કેદ પકડાયો, ઈ. સ. પૂર્વે ૧૫૯. રાજ્યસ્થાનના જીતાયલા મુલકની નવી સુબાગીરી સ્થાપી પુષ્યમિત્રે તેનો વહીવટ રાજાની પદવિ સાથે વિજયી અગ્નિમિત્રને સોંપ્યો. તેણે વિદિશામાં રાજધાની રાખી[૫૦].

---

૪૯ આ હકીકત મેં **मालविकाग्निमित्र**ના પહેલા અંકમાં આપેલા યજ્ઞસેનના પ્રતિસંદેશની ગાથામાંથી તારવી છે. એ શ્લોક હું નીચે મુજબ વાંચું છું. **मौर्यं नृपं विमुञ्चति यदि पूज्यः संयतं मम श्यालम्। मोक्ता माधवसेनं ततोऽहमपि बन्धनात् सद्यः ॥**. મૌર્યોના સમયમાં ઉજ્જયિની પણ તેમની એક રાજધાની હતી. ત્યાં મૌર્ય વંશનો છઠ્ઠો રાજા સંપ્રતિ રાજ્ય કરતો હતો એવું જૈન પુસ્તકો ઉપરથી આપણે જાણિયે છિયે. મિ. સ્મિથનૂ એવૂં અનુમાન છે કે અશોકના મૃત્યુ પછી મૌર્યરાજ્યના બે ભાગ પડી ગયા. પૂર્વ ભાગનો દશરથ અને પશ્ચિમનો સંપ્રતિ રાજા થયો. જુઓ Smith's Early History of India **दिव्यावदान**માંના **अशोकावदान**માં સંપ્રતિના ચાર ઉત્તરાધિકારી ગણાવ્યા છે; બૃહસ્પતિ, વૃષસેન, પુષ્યધર્મન્ અને પુષ્યમિત્ર. જ્યારે શાલિશૂક, દેવધર્મન્, શતધન્વન્ અને બૃહદ્રથ પાટલિપુત્રમાં રાજ્ય કરતા હતા, ત્યારે આ ચાર અવંતિમાં રાજ્ય કરતા હોવા જોઈયે. એ ગણત્રી પ્રમાણે ઉપર આપેલી ગાથાનો મૌર્ય નૃપ હું અગ્નિમિત્રના પિતાના નામે નામનો પુષ્યમિત્ર સમજૂં છૂં. એ ગાથામાં **मौर्यं नृपं विमुञ्चति** જેને હૂં અસલ પાઠ ગણૂં છૂં, તે ખંડિત થઈ **मौ——वमुंचति, -र्य——विमुंचति** અને **मौर्य——विमुंचति** એવાં રૂપમાં રહ્યો હશે. તે ઉપરથી **मौद्गलसचिवं मुंचति, आर्यसचिवं विमुंचति** અને **मौर्यसचिवं विमुंचति** અપપાઠ ગોઠવાયા જણાય છે. કાટયવેમ છેલ્લો પાઠ સ્વીકારી **मौर्यसचिवनामानम्** એવી વ્યાખ્યા આપે છે. પરંતુ **मौर्यसचिव** વિશેષનામ નથી. નીલકંઠ પહેલો પાઠ સ્વીકારી તેની **मौर्यसचिवम्** વ્યાખ્યા આપે છે. પણ વંશનાં નામ તરીકે **मौद्गल** અને **मौर्य** ભિન્ન છે. **सचिव** શબ્દ અધિકારવાચક લેઇયે, તો બીજો વાંધો નડે છે. વિદર્ભરાજાનો સચિવ મૌર્ય વંશનો હતો એમ કદાચ સમજિયે, તોપણ નવો રાજા યજ્ઞસેન અગ્નિમિત્ર સાથે કોઈ પણ પ્રકારના રાજદ્વારી સંબંધમાં આવ્યા પહેલાં એનો સચિવ અગ્નિમિત્રને હાથે કેદ પકડાયલો શી રીતે હોઈ શકે ? આવાં કારણને લીધે અસલ પાઠ મેં **मौर्यं नृपं** કલ્પ્યો છે.

૫૦ પુરાણો પુષ્યમિત્રના પછી અગ્નિમિત્રને મૂકે છે. તથાપિ પિતાની હયાતીમાં અગ્નિમિત્ર સ્વતઃ રાજવૈભવ ભોગવતો જણાય છે. કાલિદાસ એને રાજા કહે છે. એને એની જુદી અમાત્યપરિષદ્ છે; એનૂં જુદૂં સૈન્ય એના સેનાપતિની સરદારી નીચે છે; અને એના જુદા અંતપાળ છે. પડોશના રાજા સાથે સંધિ કે વિગ્રહમાં એને પુષ્યમિત્રને પૂછવાપણું પણ છે નહિ. જુઓ **मालविकाग्निमित्र**.

## મીનેંડરની ચડાઈ.

પ્રતાપમાં અન્ય ભાગ પડાવે, તે તેજસ્વી પુરુષ ખમી શકતા નથી. કરોડો મનુષ્યને માટે મોકળી પૃથ્વી વીર નરને સાંકડી પડે છે. અહંકારમાં હું હું કહેનાર માત્સર્યથી ઉંહ ઉંહ કહેતો થાય છે. યવનવીર મીનેંડરને પણ એમ જ બન્યું. બાહુબળે સંપાદન કરેલા વિશાળ રાજ્યથી તેનું મન માન્યું નહિ. મોટો સિકંદર જે પાટલિપુત્ર જીતી શક્યો ન હતો, તે જીતવાની લાલસા આ છોટા સિકંદરના મનમાં વસી. 'આંહ, એક અર્ધજંગલી દેશના રાજાના હાથનો આણે ત્રણ ત્રણ વાર માર ખાધો છે!' એવા ખ્યાલમાં તેનાથી પુષ્યમિત્રનું બળ વાજબી રીતે અંકાયું નહિ. સામા પૂરે તરનારા અને ગજદળને ઊમરડીઘૂમરડી ઘાલનારા વેગવાન ઘોડેસવારો ઉપર મુસ્તાક રહી તેણે મગધરાજ્ય ઉપર ચડાઈની તૈયારી કરી. એક સવારીમાં બે સવારીનો ખેત સાધવા તેણે સિંધ અને પંજાબમાં બે નોંખી ફોજોનો જમાવ કર્યો. અપગા અને સિંધુના કિનારા ટોળે મળેલા યવન અને શકોની રણહાકથી ગાજી ઊઠ્યા. ગ્રીક માંડળિક રાજાઓ પણ પોતપોતાના લશ્કર સાથે મીનેંડરને આવી મળ્યા[૫૧]. 'સિંધુદેશની સેનાએ રાજ્યસ્થાન જીતી અંતર્વેદિને નીચલે છેડે પંચનદની સેના સાથે જોડાવું', એવી ગુપ્ત આજ્ઞા આપી ગ્રીક નરેશે ઈ. સ. પૂર્વે ૧૫૮માં પહેલાં ન જીતાયલા મગધરાજ્યને જીતવા મુકામ ઊપાડ્યો. શાકલની નીકળેલી સેનાએ વગર અટકાવે વિપાશા પસાર કરી[૫૨]. શત્રુના મુલકમાં પગ મૂકતાં મીનેંડરે સરહદ ઉપરનું સાકેત શહેર ઘેરો ઘાલી લીધું અને દેશ લૂંટ્યો[૫૩]. ત્યાંના ઊપડ્યા ગ્રીક ઘોડેસવારો એકસપાટે

---

૫૧ આ હકીકત **वृद्धगर्गसंहिता**ના **युगपुराण**માંથી લીધી છે; જુઓ પરિશિષ્ટ.

૫૨ જુઓ Smith's Early History of India VIII, Appendix.

૫૩ જુઓ પરિશિષ્ટ. ભગવાન પતંજલિ પણ **महाभाष्य**માં **अरुणद् यवनः साकेतम् ।** એ વાક્યમાં સાકેતના ઘેરાનો નિર્દેશ કરે છે. સંસ્કૃતકોશકારો સાકેતને અયોધ્યાનો પર્યાય લેખે છે; જુઓ **अभिधानचिन्तामणि**, **त्रिकाण्डशेष** વગેરે. હાલના શોધકો એને અયોધ્યાપ્રાંતમાંનું એક શહેર કહે છે પરંતુ પરિશિષ્ટમાં આપેલા ઊતારા ઉપરથી એમ જણાય છે, કે વિપાશા ઓળંગી પાંચાલ જતાં રસ્તામાં સાકેત આવ્યું હતું. વરાહમિહિરની **बृहत्संहिता । १४। ७–८ ।** માં બે કોશલ દેશ ગણાવ્યા છે. તેમાંનો એક ભરતખંડના પૌરસ્ત્ય વિભાગમાં અને બીજો આગ્નેય વિભાગમાં મૂક્યો છે. પહેલો હાલનો અયોધ્યાપ્રાંત છે, જે ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યો છે. બીજો જૂના સમયનો મહાકોશલ છે, જે દક્ષિણમાં આવ્યો હતો. આ

પાંચાલ અને શૂરસેન ખૂંદી વળ્યા[૫૪]. સહેલથી મળેલી ફતેહને લીધે યવન વીર એટલો ઉત્સાહમાં આવી ગયો, કે મથુરા સર કરવા અથવા સિંધની સેના સાથે જોડાવા થોભ્યો નહિ; પણ એકદમ પાટલિપુત્ર ઉપર ધસ્યો. આ ઊતાવળનું પગલું ભરવામાં તેણે બેવડી ભૂલ કરી. એક તો સંકડામણમાં આશરો લેવાય અને શત્રુ સામે ટકાવ કરાય એવું મથક તેણે કરી રાખ્યું નહિ તે. બીજી એ કે સિંધની સેનાના જોડાણની વાટ જોવા ન રહી તેણે હાથે કરીને અર્ધું બળ ગુમાવી દીધું અને જબરા પહેલવાન સામે કુસ્તીના અખાડામાં ઊતરતાં પોતાનો એક હાથ કાપી નાંખવા જેવું કર્યું. દોડધામ કરતું તેનું લશ્કર ગંગાના ઊન્હાળુ પૂરની પેઠે જોસ ભેર આગળ વધ્યું. અંતર્વેદિ વટાવી, તે પહેલાં તો પાખરિયા ઘોડાવાળા બખ્તરી યવનોની હાક પાટલિપુત્રના મોરચાએ પ્હોચી. 'આવે છે, આવે છે, દુર્દમ યવનો આવે છે' એવી બૂમ પાયતખ્તમાં પુષ્યમિત્રના કાને આવી. તેથી લગાર પણ ન ગભરાઈ, 'યવનોનું બળ કેટલું છે તે પ્રથમ જાણી લેવું ને પછી સામા થવું' એવો તેણે મનથી ઠરાવ કર્યો. એટલામાં તો મીનેંડર આવી પ્હોચ્યો, અને તેના વિશાળ સૈન્યે પુષ્પપુરને ઘેરો ઘાલ્યો[૫૫]. પણ પાટલિપુત્ર કંઈ સાકેત ન હતું. એના બચાવને માટે ચોગરદમ પ્રચંડ કાષ્ઠકોટ હતો. તેમાં આશરે પોણા છસેં મોટી વજીરીઓ હતી. કોટ અને વજીરીની ફડેતાળમાં તીર મારવાને બાકાં મૂકયાં હતાં. એ કોટને માટીના પુસ્તાથી મજબૂત બનાવ્યો હતો. એ શહેર આશરે નવ માઇલ લાંબું ને બે માઇલ પ્હોળું હતું. ઉત્તરે અને પશ્ચિમે ગંગા અને શોણની કુદરતી દુસ્તર પરિખાને લીધે એ તરફથી તેના ઉપર શત્રુના હુમલાનો ભય ન હતો. ઊઘાડી બાજુએ શત્રુને રોકી રાખનારી જબરી ખાઈ હતી, તે ચારસેં હાથ પ્હોળી અને ત્રીસ હાથ ઊંડી

---

બેથી ભિન્ન મધ્યદેશ વિભાગમાં **साकेत** અથવા **साकेतदेश** પરિગણિત છે; જુઓ **बृ. सं.** । १४ । ४ । અને તે ઉપર ભટ્ટોત્પલની ટીકા. આ **साकेत** ભગવાન પતંજલિ અને ગર્ગને ઇષ્ટ છે. Cunningham's Ancient Geography of Indiaના પૃષ્ઠ ૧૪૩માં જેને Sukhet કહેલ છે અને નકસામાં જેનું Sooket [અ. ૩૧ ક. ૨૭, રે. ૭૭ ક. ૩] નામ આપે છે, તે કદાચ આ સાકેત હોય. પરિશિષ્ટમાંના ઊતારાની છેલ્લી પંક્તિમાં સાકેતના સાત બળવાન રાજાઓ કહ્યા છે, તે Moues કિંવા **मोग** વગેરે હોય.

૫૪–૫૫ જુઓ પરિશિષ્ટ.

હતી[૫૬]. અહીં પડાવ નાંખી મીનેંડરે લશ્કરના એક ભાગને મગધ જીતવા મોકલ્યો[૫૭]. એ તૂટથી નબળી પડેલી વિદેશી સેના સામે શુંગ નરેશ અવસર જોઈ દાવ સાધવા મેદાન પડયો. મીનેંડરને હવે પોતાની ભૂલ માલૂમ પડી. આડીઅવળી મોકલેલી ફોજો તો તેણે જેમતેમ એકઠી કરી. પરંતુ તે કુશળ લડવૈયાએ જોયું, કે મગધસેના વધારે જોરાવર છે તેની સાથે સંગ્રામમાં ઊતરવૂં સલામતી ભરેલૂં નથી. આથી સિંધની સેના સાથે જોડાવા યવન વીર વ્યવસ્થા સર વ્યૂહબદ્ધ સૈન્યથી પાછો ફર્યો. પુષ્યમિત્ર તેની પૂંઠે ને પૂંઠે ધસ્યો આવતો હતો. તેણે મીનેંડરને પકડી પાડી અંતર્વેદિમાં યુદ્ધ આપવાની ફરજ પાડી. ગ્રીક સુભટો એમની ખ્યાતિ પ્રમાણે બડી બહાદુરીથી લડ્યા. મગધસૈનિકોએ પણ તેમના ઉપર અચ્છી રીતે હાથ ચલાવ્યો. એ લડાઈમાં મીનેંડર મરાયો[૫૮] અને હારેલા છિન્નભિન્ન ગ્રીકો વરાહ તરફ નાઠા[૫૯]. અહીં કોઈ કારણથી માંડળિક યવન રાજાઓમાં અંદરઅંદર ભારે બખેડો થયો, અને તેઓ લડી મુઆ. એ કારમા આંતર વિગ્રહમાં દ્વારકાના યાદવોની પેઠે યવનોનો સંહાર થયો[૬૦]. રાજા વગરનૂં દક્ષિણ ગ્રીકરાજ્ય શુંગનરેશે સિંધુ પર્યંત જીતી લેઈ ખાલસા કર્યૂં[૬૧].

### મધ્યમિકાનો ઘેરો.

આ વિગ્રહમાં સિંધની સેના પંજાબની સેના સાથે જોડાવા ન પામી

---

૫૬ પાટલિપુત્રનૂં વર્ણન Megasthenesના હેવાલ ઉપરથી આપ્યૂં છે.

૫૭ જુઓ પરિશિષ્ટ **'मगधे मथितेऽहिते:'**

૫૮ Rhys Davids પ્લુટાર્કને આધારે [જુઓ De Repub. Ger. p. 281] Questions of King Milindaના ઉપોદ્‌ઘાતમાં મીનેંડર સંબંધે લખે છે કે,'He died in camp, in a campaign against the Indians in the valley of the Ganges'. તે ઉપરથી આ હકીકત ગોઠવી છે.

૫૯ જુઓ પરિશિષ્ટ મથુરા અને બરેલી વચ્ચેના ધોરી રસ્તા ઉપર ગંગાના પશ્ચિમ કિનારે સોરોન નામે મોટૂં શહેર છે તે વરાહ, એમ મારૂં ધારવૂં છે. એનૂં જૂનૂં નામ સૂકરક્ષેત્ર છે. વરાહ સૂકરનો પર્યાય છે. યવનચંગનૂં Piloshana પહેલા નામ સાથે અને હાલનૂં સોરોન બીજા સાથે યૌગિક સંબંધ ધરાવે છે.

૬૦ જુઓ પરિશિષ્ટ.

૬૧ સિંધુની જમણી બાજુએ એટલે નદના સામા કાંઠે અશ્વમેધનો ઘોડો પ્હોચ્યો, ત્યારે તેનૂં હરણ થયાનૂં **मालविकाग्निमित्र**માં કહ્યૂં છે. આ તરફની બાજુએ કોઇએ તેને બાંધ્યો જાણવામાં નથી. તે ઉપરથી અહીં પંચનદ, સિંધ, સૌરાષ્ટ્ર ને લાટ દેશ શુંગોએ જીતી લીધાનૂં અનુમાન કર્યૂં છે.

તે અગ્નિમિત્રને લીધે. તેને ખબર મળી હતી કે ગ્રીકસેના મધ્યમિકા આગળ છે ને તેણે તે શહેરને ઘેરો ઘાલ્યો છે[૬૨]. તેને આંતરવાને અને વેરણખેરણ કરવાને તે વિદિશાથી લશ્કર લેઈ ચડયો. તેના તાપથી યવનોને ઘેરો ઊઠાવવો પડયો. અગ્નિમિત્ર આડે આગળ વધાય એવું ન હોવાથી તેઓ પાછા પડયા. વિદિશાની સેના તેમની પૂંઠે થઈ અને તેમને એવા હેરાન કર્યા કે જેનાથી જેમ નસાયું તેમ તે નાસી ગયું. એ રીતે સિંધની સેનાને અસ્તવ્યસ્ત કરી, જે વખતે પુષ્યમિત્રે પંચનદનો મુલક જીતી લીધો, તે વખતે તેના જ્યેષ્ઠ પુત્રે લાટ સૌરાષ્ટ્ર ને સિંધુદેશ કબજે કર્યા.

### સિંધુ પારના યવનોને વસુમિત્ર હરાવે છે.

આઠ વરસે હવે પુષ્યમિત્રને તરવાર મ્યાન કરવાવારો આવ્યો. પૂર્વ પશ્ચિમ સમુદ્ર પર્યંત્ત ઉત્તર દક્ષિણ પર્વતાવળીની વચ્ચે તેનું નિષ્કંટક રાજ્ય થયું. એ અભ્યુદય પાંડવોની પેઠે અશ્વમેધથી ઊજવવા તેના મનમાં સંકલ્પ થયો. યજ્ઞને માટે સર્વ સંભાર એકઠા કરવામાં આવ્યા. બાદ અશ્વમેધનો ઘોડો વિજયયાત્રાએ નીકળ્યો. એની રક્ષા શુંગનરેશે અગ્નિમિત્રના વડા પુત્ર રાજકુમાર વસુમિત્રને સોંપી. એ ઘોડો ફરતો ફરતો વરસના છેવટના ભાગમાં સિંધુના સામા કાંઠાના પ્રદેશમાં જઈ પ્હોચ્યો. ત્યાં જેમના હૃદયમાં અંતર્વેદિના પરાભવનો ઘા તાજો હતો એવા ગાંધારના યવનોએ આવેશમાં આવી હયદળથી મેધ્ય અશ્વનું હરણ કર્યું. પરંતુ કુમાર વસુમિત્ર દુર્મદનો મદ ઊતારે એવો પરાક્રમી વીર હતો. તેણે તેમના ઉપર હલ્લો કરી ગ્રીક અશ્વસૈન્યને હરાવ્યું; અને તુષારશૈલ પર્યંત પિતામહની આણ વર્તાવી તે ઘોડો લેઈ ફરફરતે વાવટે અને ગડગડતી નોબતે પાટલીપુત્ર પાછો આવ્યો. પૌત્રના આ પરાક્રમથી દીક્ષિત સેનાપતિ બહુ પ્રસન્ન થયો[૬૩].

---

૬૨ પતંજલિ મુનિના **महाभाष्य**ના **अरुणद् यवनो मध्यमिकाम् ।** એ વચનને આધારે મધ્યમિકાનો ઘેરો અહીં નોંધ્યો છે. **वृद्धगर्गसंहिता**માં સાકેત પાંચાલ ને શૂરસેનના આક્રમણની અને મગધના મથનની વાત છે; તે ઉપરાંત અન્ય દિશામાં યવનો ફાવ્યાનું તેમાં જણાવ્યું નથી. આથી મધ્યમિકાને ઘેરનારી ગ્રીકસેના અસ્તવ્યસ્ત થયાનું મેં અહીં લખ્યું છે. ચીતોડ પાસે નગરી છે ત્યાં પૂર્વે મધ્યમિકા શહેર હતું.

૬૩ જુઓ **मालविकाग्निमित्र**. અહીં સિંધુશબ્દે જેનો નિર્દેશ કર્યો છે તે Indus નહિ, પણ રજપૂતસ્થાનની પૂર્વ હદ ઉપરની Sindh નદી છે, એમ મિ,

### નર્મદા પારના વિદર્ભરાજને અગ્નિમિત્ર દંડે છે.

આ અરસામાં અગ્નિમિત્રે પણ વિદર્ભ ઉપર ફતેહ મેળવી વરદાના બંને કાંઠે શુંગોની કીર્તિ ફેલાવી હતી. ત્યાંનો રાજા યજ્ઞસેન વિદિશાના કારાગૃહમાં પાતાલવાસ ભોગવતા મૌર્ય રાજાનો બન્હેવી થતો હતો. એ નવો જ ગાદીએ આવ્યો હતો. એના કાકાનો દીકરો માધવસેન અગ્નિમિત્ર સાથે સંબંધ જોડવા ઇચ્છતો હતો. આ કારણ સર બહેનને લેઈ ને તે વિદિશા જવા નીકળ્યો. સાળાના બંધને ધૂંધવાઈ રહેલા વિદર્ભનરેશને આ રુચ્યું નહિ. તેણે અંતપાળ દ્વારા માધવસેનને પકડી કુંડિનપુરના કેદખાનામાં પૂરી દીધો. તેને છોડવવા અને સ્વભાવવૈરી યજ્ઞસેનને શાસન આપવા ઈ. સ. પૂર્વે ૧૫૫ના વસંતના આરંભમાં અગ્નિમિત્રના સૈન્યે વિદર્ભ ઉપર ચડાઈ કરી. વિગ્રહમાં યજ્ઞસેનનો પરાભવ થયો. તેને અગ્નિમિત્રનું ઉપરીપણું સ્વીકારવું પડયું એટલું જ નહિ, પણ અર્ધું રાજ્ય આપી દેવું પડયું. યજ્ઞસેન દબતો રહે એટલા માટે તેને ઉત્તર વિદર્ભનો રાજા રાખી અગ્નિમિત્રે માધવસેનને દક્ષિણ વિદર્ભનો રાજા બનાવ્યો. એ રીતે પિતાપુત્રે એક જ વરસમાં નર્મદા અને સિંધુ પારના દેશોમાં શુંગોનો પ્રતાપ વિસ્તાર્યો[૬૪].

### અશ્વમેધ.

વિદર્ભનો વિગ્રહ પૂરો થતાં દીક્ષિત પિતાનો પત્ર આવ્યાથી અગ્નિમિત્ર અશ્વમેધના સમારંભમાં ભાગ લેવા પાટલિપુત્ર ગયો. ભગવાન પતંજલિ યજ્ઞ કરાવનાર[૬૫] અને ધર્મિષ્ઠ નરેશ્વર યજ્ઞ કરનાર, તેમાં શી વાતની ન્યૂનતા

---

સ્મિથ માને છે; જુઓ Smith's Early History of India VIII. પરંતુ રજપૂતસ્થાનના પૂર્વ ભાગમાં સંગ્રામ થયો હોય ને અગ્નિમિત્ર સમીપમાં છતાં છેટેના પાટલિપુત્રથી પુત્રના વિજયના સમાચાર આવે ત્યા સુધી જાણે નહિ, એ સંભવિત નથી. આ જ કારણથી રજપૂતસ્થાનમાંની કાલી સિંધ નદી પણ **मालविकाग्निमित्र**-ની સિંધુ હોઈ શકે નહિ. સબબ કાશ્મીર પંજાબ અને સિંધમાં વહેતી સિંધુ નદીનો જ હું **सिन्धु** શબ્દે નિર્દેશ સમજું છું. પાટલિપુત્રને ધોરી રાજમાર્ગથી સિંધુકાંઠા સાથે સીધો સંબંધ હતો; જુઓ Law's Hindu Polity I, 70-71.તેવો સંબંધ વિદિશાને ન હતો. આથી વાયવ્ય સરહદની ખબર પાટલિપુત્ર દ્વારા મળી કહી છે.

૬૪ જુઓ **मालविकाग्निमित्र.**

૬૫ જુઓ પતંજલિ ભગવાનના **महाभाष्य**માંનું વચન **इह पुष्यमित्रं याजयामः ।**

હોય ? પ્રાચીન શ્રૌત ભાવના અનુસાર પરમ વૈભવથી આરંભેલો એ અશ્વમેધ ઈ. સ. પૂર્વે ૧૫૫માં સાંગોપાંગ વિધિપુરઃસર પૂર્ણ થયો અને યજમાને ચક્રવર્તીની અતિ ઉજ્જ્વળ કીર્તિ પ્રાપ્ત કરી. રાજ્યમાં સર્વત્ર સુખશાંતિ પસરી. જીવનનું સાફલ્ય અનુભવતો યશસ્વી પુષ્યમિત્ર ધર્મચિંતનમાં શેષ આયુષ ગાળી ઈ. સ. પૂર્વે ૧૫૨માં દેવલોક પામ્યો.

### પુષ્યમિત્ર અને ભારદ્વાજો.

પુષ્યમિત્ર શુંગવંશનો આદિપુરુષ છે. શુંગ એ ભારદ્વાજ ગોત્રનું પેટાગોત્ર છે[૬૬]. એ સંજ્ઞા રાજપુરોહિતના ગોત્ર ઉપરથી ઉદ્‌ભવી જણાય છે. શુંગ રાજાઓના સમયમાં ભારદ્વાજ વિપ્રોનું બહુ માન હતું. પુરોહિત ભારદ્વાજ, અશ્વમેધ યજ્ઞ કરાવનાર પતંજલિ મુનિ ભારદ્વાજ[૬૭], અને પાછળથી શુંગોના અમાત્યપદે પ્હોચનારા–છેવટે રાજા થઈ પડનારા–પુરાણા પેશવા કાણ્વાયન પણ ભારદ્વાજ[૬૮] હતો. એ ધર્મસંરક્ષકોના ચલણમાં શ્રૌત ધર્મ નવા તેજથી પ્રકાશ્યો.

### પુષ્યમિત્ર અને બિમ્બિસાર.

ઇતિહાસમાં ગોત્રનામથી જાણીતા શુંગવંશનું પ્રાચીન ક્ષાત્ર નામ બૈમ્બિક છે. મહાકવિ કાલિદાસના **मालविकाग्निमित्र**માં રાજા અગ્નિમિત્ર શુંગોનો એ પૈતૃક સંજ્ઞાથી નિર્દેશ કરે છે[૬૯]. બિમ્બિકના વંશમાં થનાર તે બૈમ્બિક, એ વ્યુત્પત્તિ વિચારતાં વંશકર પુરુષ બિમ્બિક ઠરે છે. **भीमो भीमसेनः** એ રૂઢિના આશ્રયે બિમ્બિસાર તે જ બિમ્બી કે બિમ્બિક એમ સમજાય છે. શૈશુનાગ વંશના બિમ્બિસારને બૌદ્ધો પુષ્યમિત્રનો પૂર્વજ કહે છે[૭૦]. એ ખ્યાતિને આધારે પ્રસ્તુત શૈશુનાગથી શુંગોને બૈમ્બિક સંજ્ઞા મળેલી સિદ્ધ થાય છે.

---

૬૬–૬૮ જુઓ **गोत्रप्रवरनिबन्धकदम्बक**. એમાંના **प्रवरदर्पण**માં ભારદ્વાજોના ચાર મોટા વિભાગ ગણાવ્યા છે, ભારદ્વાજ, ગર્ગ, રૈક્ષાયણ અને કપિ. તે પૈકી પહેલા વિભાગમાં શુંગ, ચોથામાં પતંજલિ અને બીજામાં કાણ્વાયન મૂક્યા છે. **प्रवरदर्पण**નો **शृङ्ग**, અને **प्रवरमञ्जरी**ના **शुग** ને **शुङ्ग** પાઠ છે. કાણ્વાયન અને શુંગની પેઠે પતંજલિ પણ ગોત્રસંજ્ઞા છે.

૬૯ જુઓ **मालविकाग्निमित्र । अङ्क ४ । श्लोक १४ ।**. જુઓ વળી તે ઉપર કાટયવેમનું વ્યાખ્યાન, **बैम्बिकास्तद्वंश्या राजानः ।**.

૭૦ જુઓ Watters' Yuan Chwang II, 107.

જૈનો બિમ્બિસારને શ્રેણિક અને ભંભાસાર નામથી ઓળખે છે. એની રાજધાની ગિરિવ્રજ હતી[૭૧]. એ શહેર મગધમાં પાંચ ડુંગર વચ્ચેની સાંકડી ખીણમાં મહાભારતના સમયથી વસ્યું હતું[૭૨]. બૌદ્ધ કથામાં[૭૩] વાંચિયે છિયે કે એ રાજધાનીમાં ઘરો બહુ પાસેપાસે બાંધેલાં હોવાથી અને તેમાં મોટે ભાગે કાટનો ઉપયોગ કરેલો હોવાથી વારંવાર લાય લાગતી અને ભારે નુકસાન થતું. તે ઉપરથી બિમ્બિસારે ઠરાવ્યું કે હવે પછી જેના ઘરમાં પહેલી લાય લાગશે તેને શહેર બહાર સીતાવનમાં જઈને રહેવું પડશે. ઇશ્વિરનું કરવું તે રાજમહેલમાં જ પ્રથમ આગે દેખા દીધા. તે વખતે પોતાનું વચન પાળી રાજા સીતાવનમાં નવો રાજમહેલ બંધાવીને રહ્યો. બચાવકામ વગરના આ રાજમહેલ ઉપર વૈશાલી કિંવા વિશાલાના લિચ્છવિ નરેશે ચડાઈ કરવાનો મનસૂબો કર્યો તેની ખબર પડતાં બિમ્બિસારે હાલહાલ લશ્કરી છાવણી સાથે અનેક જળાશયોવાળો મજબૂત કિલ્લો બંધાવ્યો. જૂની રાજધાનીની વસ્તી આ નવા શહેરમાં આવીને રહી. રાજમહેલ કિંવા રાજગૃહના નામથી એ નવી રાજધાની રાજગૃહ કહેવાઈ; અને બિમ્બિસાર ને તેના વંશજને રાજગૃહનૃપ બિરુદ મળ્યું. આ કારણથી હસ્તિગુફાના લેખમાં પુષ્યમિત્રનો **राजगहनप** [ સં. **राजगृहनृप** ] પદથી નિર્દેશ છે. આવી જ રીતે શંભરના ચોહાણના વંશજો પાછળથી ઝાલોરમાં રાજ્ય કરતા છતાં 'શંભરના ધણી' એ બિરુદથી ઓળખાયા જોવામાં આવે છે[૭૪].

### પુષ્યમિત્ર વિશે એક જ બોલ અને છેલ્લો બોલ.

પુષ્યમિત્ર એક મહત્ત્વાકાંક્ષી વીર હતો. રાજ્યલોભથી તેણે સ્વામિદ્રોહ કર્યો; હઈયું કપટથી અને હાથ લોહીથી ખરડી તે સિંહાસને ચડ્યો. આ તેણે ખોટું કર્યું. પરંતુ તેના સમયમાં એ અકૃત્ય કુકૃત્ય ગણાતું ન હતું. પ્રદ્યોત મહાસેનના પિતાએ અમાત્ય થઈ બ્રાહદ્રથ વંશના રાજા રિપુંજયને

---

૭૧ બે ગિરિવ્રજ જાણવામાં છે, **रामायण**નું અને **महाभारत**નું. પહેલું કેકય દેશમાં અને બીજું મગધ દેશમાં આવ્યું હતું. અહીં બીજું ગિરિવ્રજ અભિપ્રેત છે.

૭૨ જુઓ **महाभारत** । २ ।

૭૩ જુઓ Modern Review III, Rājagriha, Its History and Shrines.

૭૪ જુઓ **कान्हडदेप्रबन्ध।१।३०।** ઉપરનું ટિપ્પણ.

મારી નાંખી પ્રદ્યોતને એ જ રીતે અવંતિનું રાજ્ય અપાવ્યું હતું[૭૫]. મહાપ્રતાપી ચંદ્રગુપ્ત પણ પિતાને ગળે પગ દેઈ મગધના અને ભરતખંડના સિંહાસને ચઢ્યો હતો[૭૬]. શુંગોની ગાદી શુંગભૃત્યો પણ આગળ ઉપર આવા જ અત્યાચારથી હાથ કરે છે[૭૭]. વાસુદેવીનો વેષ લેવરાવી અમાત્ય વસુદેવ દાસીને હાથે લંપટ દેવભૂતિનો ઘાટ ઘડી રાજા બને છે[૭૮]. રાજ્યક્રાંતિ બહુધા રાજાનો ભોગ શોધી જ લે છે. વળી મૌર્યવંશ પડવાના આળસે જ ઊભો હતો[૭૯]. નબળા મનનો છેલ્લો મૌર્ય રાજપદને નાલાયક હતો[૮૦]. શૈશુનાગ વંશનો હોવાથી પુષ્યમિત્ર એક રીતે મગધરાજ્ય ઉપર પોતાનો હક સમજતો હતો. તેથી તેણે જમાનાની નીતિ કે અનીતિના વહેણમાં તણાઈ એક

---

૭૫ જુઓ Pargiter's Dynasties of the Kali age માં **वायुपुराण**માંથી આપેલો નીચેનો ફકરો-**योऽयं रिपुंजयो नाम बार्हद्रथोऽन्त्यस्तस्य शुनिको नामामात्यो भविष्यति । स चैनं स्वामिनं हत्वा स्वपुत्रं प्रद्योतनामानमभिषेक्ष्यति ।** આ અમાત્યનું નામ અન્યત્ર શુનક, સનક, પુલક ને પુલિક આપ્યું છે.

૭૬ જુઓ '**મેળની મુદ્રિકા**'નો ઉપોદ્ઘાત.

૭૭ જુઓ Pargiter's Dynasties of the Kali age.

૭૮ જુઓ **हर्षचरित । ६ । अतिस्त्रीसङ्गरतमनङ्गपरवशं शुङ्गममात्यो वसुदेवो देवभूतिं दासीदुहित्रा वासुदेवीव्यञ्जनया वीतजीवितमकारयत् ।** અહીં ઉપલબ્ધ પાઠ **देवभूतिदासीदुहित्रा देवीव्यञ्जनया** છે. એક પ્રતમાં **देवभूति** બદલ **देवभूमि** પાઠ મળી આવે છે. **संकेत**કાર શંકરનો પણ **देवीव्यञ्जनया** પાઠ છે, જેનો એ **महिषीव्यञ्जनया** પર્યાય આપે છે. પરંતુ પુરાણોમાં **देवभूति** છેલ્લા શુંગ રાજાનું નામ છે અને તેને તેમાં **कामी** ને **व्यसनी** કહ્યો છે; જુઓ Pargiter's Dynasties of the Kali age. **हर्षचरित**માંના ઊતારામાં છેલ્લા શુંગ રાજાનું નામ અપેક્ષિત છે, જ્યારે દાસીના નામની જરૂર નથી. પ્રક્રમ પણ શુંગનું નામ માગી લે છે. આથી મેં **देवभूतिं** પાઠ કલ્પ્યો છે. રાજાને પોતાની રાણી[ **देवी** ]નો મોહ લાગે, તેટલા માટે તેનું ખૂન થયું હોય નહિ. લંપટ દેવભૂતિએ અમાત્ય વસુદેવની પુત્રી [ **वासुदेवी** ] ઉપર કુદૃષ્ટિ કરી હોવી જોઈએ, જે કારણથી અમાત્યે કોઈ જવાન દાસીને વાસુદેવીનો વેષ લેવરાવી તેને હાથે એકાંતમાં રાજાનું ખૂન કરાવ્યું હોય. આવી સમજથી **देवीव्यञ्जनया** બદલ મેં **वासुदेवीव्यञ्जनया** પાઠ કલ્પ્યો છે.

૭૯-૮૦ જુઓ આ લઘુ લેખના આરંભનો ભાગ.

અકૃત્ય કર્યૂં ખરૂં. પણ તે એનૂં છેલ્લું જ અકૃત્ય હતું. તે પછી નિંદાની દૃષ્ટિએ જોવાય એવૂં કોઈ કામ એનૂં જાણવામાં નથી. દ્વીપાંતરમાં કાલાંતરે થયેલા બૌદ્ધો એને જુલમી લખે છે[૮૧]. પરંતુ સત્કાર કરનાર હર્ષ રાજાને બૌદ્ધ કહેવો તે જેવું ખોટૂં છે, તેવૂં જ સત્કાર ન કરનાર પુષ્યમિત્રને જુલમી કહેવો તે ખોટૂં છે. પરધર્મીને તેણે કનડ્યા હોત, તો હસ્તિગુફાના લેખમાં તેનૂં સહેજ પણ સૂચન હોત. નંદ રાજા રાજગૃહમાંથી ઋષભદેવ ભગવાનની મૂર્તિ ઉપાડી લાવ્યાનૂં એ લેખમાં લખ્યૂં છે, પણ પુષ્યમિત્રે એવો કોઈ અત્યાચાર કર્યાનો એક શબ્દ સરખો તેમાં છે નહિ. જૈન ભિક્ખુરાજ અને બૌદ્ધ[૮૨] અરહંતની ચડાઈઓમાં ધર્મવિગ્રહનો ગંધ પણ કોરતો જોવામાં આવતો નથી. પુષ્યમિત્રને સનાતન ધર્મ ઉપર મમત્વ હતૂં. તેની સંસ્કૃત-

---

૮૧ જુઓ **अशोकावदान**.

૮૨ પૂર્વે કહેલો ગ્રીક રાજા મીનેંડર. એને બૌદ્ધ પુસ્તકમાં યોનરાજ મિલિંદ કહ્યો છે. મીનેંડર અને મિલિંદની એકતા Rhys Davids કબૂલ રાખે છે. **मिलिन्दप्रश्न**ની સમાપ્તિએ મિલિંદે અરહંતપદ પ્રાપ્ત કર્યાનૂં લખ્યૂં છે. Questions of Milindaના ઉપોદ્ઘાતમાં Rhys Davids મીનેંડરને બૌદ્ધ કહેવા ના પાડે છે. પરંતુ મીનેંડર અંતર્વેદિમાં યુદ્ધ કરતાં મરાયો અને પછી તેને અગ્નિદાહ દેવામાં આવ્યો, ત્યારે તેના ભસ્મરાશિની અનેક શહેરોએ માગણી કરી હતી, જે ઉપરથી સ્તૂપ બાંધવાની સરતે તેના સરખા ભાગમાંથી એકેક ભાગ એકેકને આપવામાં આવ્યો હતો; એમ પ્લુટાર્ક લખે છે. આ હકીકત **महापरिनिब्बाणसुत्त**માં બુદ્ધ ભગવાનના ભસ્મરાશિની હકીકતને અદ્ભુત રીતે મળતી આવે છે. જે માન બુદ્ધની ભસ્મને આપવામાં આવ્યૂં હતૂં, તે મીનેંડરની ભસ્મને અપાય છે. ઉપરાંત મીનેંડરના એક સિક્કામાં ધર્મચક્ર કાઢેલૂં છે તે ખ્રિસ્તી ધર્મના Crossની પેઠે બૌદ્ધ ધર્મનૂં ચિહ્ન છે. બીજામાં પાલી લિપિમાં Maharajasa Tradatasa Menendrasa એવા બોલ કોતરેલા છે, જેમાંના બીજા બોલનો અર્થ હું **त्रातात्मनः** એટલે 'જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે એવો' કરૂં છૂં. બીજા એક વિરલ સિક્કામાં Maharajasa Dhramakasa Menendrasa એવો પાલીમાં લેખ છે. પ્લુટાર્ક મીનેંડરને Just વિશેષણ લગાડે છે, તે માત્ર આમાંના બીજા પદનો અનુવાદ છે. જેમ ઇંગ્રેજી Faithful

સાહિત્ય ઉપર પ્રીતિ હતી. ભાષ્યકાર પતંજલિ અને નાટકકાર ભાસ તેના આશ્રિત હતા. એ અભ્યુદયમાં ઉદાર અને સંકટમાં પરમ ધૈર્યવાન નર હતો; અને રાજનીતિમાં પૂરો પ્રવીણ હતો. શુંગવંશના સારા રાજા એ જ, પિતા-પુત્ર પુષ્યમિત્ર ને અગ્નિમિત્ર.

---

ને ગુજરાતી વિશ્વાસી શબ્દથી ખ્રિસ્તી સમન્વય છે, તેમ **आतात्मन्** કિંવા **आत** અને **धार्मिक** પદથી બૌદ્ધનો બોધ થાય છે. આ બધા ઉપરથી મીનેંડર બૌદ્ધ હતો તે અર્થાપન્ન છે. પ્રૉ. રૅાલિન્સન પણ એમના Bactria નામે સ્વતંત્ર લેખમાં એ જ નિર્ણય ઉપર આવે છે. સ્થવિર નાગસેનના ઉપદેશથી મીનેંડરે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો; જુઓ **मिलिन्दप्रश्न**.

# પરિશિષ્ટ.

## વૃદ્ધગર્ગસંહિતાના યુગપુરાણમાંથી ઉતારો.

........................शालिशूको भविष्यति ।

अनार्याश्चाप्यधर्माश्च भविष्यन्ति नराधमाः ।
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चैव युगक्षये ।
समवेषाः समाचारा भविष्यन्ति न संशयः ।
पाषण्डैश्च समायुक्ता नरास्तस्मिन् युगक्षये ।
स्त्रीनिमित्तं च मित्राणि करिष्यन्ति न संशयः ।
धर्मभीततमान् वृद्धान् जना[1] भोक्ष्यन्ति निर्भयाः ।*

स [2]राजोतिद्मसुतो[2] धृष्टात्मा प्रियविग्रहः ।
स्वराष्ट्रमर्दने घोरोऽधर्मवादी [3]ह्यधार्मिकः ।
स ज्येष्ठं भ्रातरं [4]सालुकेतीति[4] प्रथितं गुणैः ।
स्थापयिष्यति [5]मोहात्माल्युक्रियं[5] नाम धार्मिकम् ।
ततः साकेतमाक्रम्य पाञ्चालान् माथुरांस्तथा ।
यवना युद्धविक्रान्ताः प्राप्स्यन्ति कुसुमध्वजम् ।
ततः पुष्पपुरे प्राप्ते [6]मगधे मथितेऽहितैः ।
आकुला विषयाः सर्वे भविष्यन्ति न संशयः ।
[7]तत्रोद्दामं महायुद्धमुद्भविष्यति पश्चिमम् ।
यवना [8]अपयास्यन्ति वराहं पञ्च पार्थिवाः ।
मध्यदेशे न स्थास्यन्ति यवना युद्धदुर्मदाः ।
तेषामन्योन्यसंमर्दि[9] भविष्यति न संशयः ।
आत्मचक्रोत्थितं घोरं युद्धं परमदारुणम् ।

---

१ धर्मभीततमा वृद्धा जनं, २ राजा कर्ममसुतो, ३ अधार्मिकः, ४ साधुकेतीति, ५ मोहात्मा विजयं, ६ कर्दमे प्रथिते हि तैः, ७ शस्त्रद्रुममहायुद्धं तद्भविष्यति, ८ यवना ज्ञापयिष्यन्ति, ९ अन्योन्य-

**ततो [10]युद्धवशात् तेषां यवनानां परिक्षये ।**
**साकेते सप्त राजानो भविष्यन्ति महाबलाः ।**

---

**संभावा भविष्यन्ति** અને १० **युगवशात्**. એવા ડૅકન કૉલેજની પ્રતના પાઠ છે. ઉપર મેં આપેલા પાઠ કલ્પિત છે.

* પંક્તિ ૨–૭ ડેકન કૉલેજની પ્રતમાં પંક્તિ ૮–૧૬ પછી છે.

† **ऊतिदमसुत** તે પહેલા યૂથિડેમોસના વંશનો મીનૅંડર. ગ્રીક ઐતિહાસકો મીનૅંડરને પહેલા યૂથિડેમોસના પુત્ર ડેમેટ્રિઅસ સાથે સંબંધ ધરાવતો કહે છે.

§ **सालुकेति अलयुक्री** તે સીરિયાના મહાન ઍંટિઓકસના વંશને કહાવતો સેલ્યુકિડ હેલિઓક્લિસ [ Seleucid Heliocles ].

# સાચું સ્વપ્ન.

## પાત્ર.

**રાજા** ઉદયન કિંવા વત્સરાજ. ...વત્સ દેશનો રાજા; રાજધાની કૌશાંબી.

**યૌગંધરાયણ**... ... ...વત્સરાજનો અમાત્ય, જે ભમતા ભિક્ષુકનો વેષ લે છે.

**વિદૂષક** વસંતક... ... ...વત્સરાજનો નર્મસચિવ.

**કંચુકી** રૈભ્ય.... ... ...અવંતિરાજ પ્રદ્યોત મહાસેનનો કંચુકી.

**વાસવદત્તા**..... ... ...વત્સરાજની પહેલી રાણી, અવંતિના રાજા પ્રદ્યોત મહાસેનની પુત્રી, જે લાવાણકમાં બળી ગઈ કહેવાઈ આવંતિકા નામથી પદ્માવતી પાસે ગુપ્ત રહે છે.

**પદ્માવતી**...... ... ...મગધના રાજા દર્શકની બહેન, જેની પાસે વાસવદત્તાને યૌગંધરાણ મૂકી જાય છે અને જે પાછળથી વત્સરાજને પરણે છે.

મધુકરિકા.
પદ્મિનિકા. } પદ્માવતીની દાસીઓ.

ધાવ વસુંધરા. ... ... વાસવદત્તાની ધાવ.

ઉપરાંત મગધરાજ દર્શકનો કંચુકી, પદ્માવતીની ધાવ, દાસી, પ્રતીહારી, ભટ, તપોવનની તાપસી, વટેમાર્ગુ બ્રહ્મચારી વગેરે.

## સ્થળ.

પહેલા અંકમાં રાજગૃહ પાસેનું તપોવન; બીજા, ત્રીજા, ચોથા ને પાંચમામાં રાજગૃહ; અને છઠ્ઠામાં કૌશાંબી.

# શુદ્ધિપત્ર.

પહેલાં પૃષ્ઠ ૧—૪૪

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૭ | મુનિ વિજયજી | મુનિવિજયજી |
| ૮ | ૫ | ભડે | ભિડે |
| | ૧૪ | મેળવ્યાનો | મેળવવાનો |
| ૧૩ | ૮ | બોલતા | બોલાતા |
| ૧૪ | ૯ | **प्रावाराभि-षेण** | **प्रावारामि-षेण** |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૨ | સરહદ | હદ |
| ૨૪ | ૧૯,૨૧ | **पत्तं** | **पतं** |
| | ૨૯ | ધી સંબં | સંબંધી |
| ૨૬ | ૧૫ | **पडिहारं** | **परिहारं** |
| | ૧૮ | **लखिलं** | **लेखिलं** |

પછીનાં પૃષ્ઠ ૧—૧૦૪

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૫ | રોહિણી | **રેવતી** |
| ૭ | ૧૮ | **मोहु** | **मोदु** |
| | ૨૯ | **उवणिमिन्त-अिदु** | **उवणिम-त्ताअतु** |
| ૯ | ૨૫ | **वच्छे** | **जादा** |
| ૧૫ | ૨૩ | સંભારનો | સંભારતો |
| [illegible] | ૮ | એ. | એ |
| ૨૦ | ૧૬,૨૦ | અંક ૧ની ટિપ્પણી ૧૨ | પૃષ્ઠ ૭ ની ટિપ્પણી ૨ |
| ૨૩ | ૨૨ | **किंमत्तं** | **क्विवत्तं** |
| ૨૪,૪૩ | ૪,૨૩ | કયાં | ક્યાં |
| ૨૬ | ૬ | ત? | તે? |
| ૩૦ | ૮ | **भवंति** | **भवं ति** |
| ૩૨ | ૨૦ | પૃષ્ઠ | પ્રિયદર્શના, પૃષ્ઠ |
| ૪૨ | ૧૫ | વાસદવત્તા | વાસવદત્તા |
| ૪૪ | ૨૮ | **विहिणा।** | **विहिणा** |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૬ | પમ્મુબાનું | પમ્મુબાસાહેબનું |
| | ૧૦ | દોડ્યાં | દોડતાં |
| ૫૦ | ૨૫ | **लावणअग्गि** | **लाबाणअ-ग्गि** |
| ૫૬ | ૧૪ | શાલ ૩ | શાલ[3] |
| ૬૦ | ૨૯-૩૦ | [પાઠાંતર] | [પાઠાંતર |
| ૬૧ | ૩૦ | **जामामि** | **जानामि** |
| ૬૨ | ૨૭ | **च्त्रिन्तअन्तणे** | **चिन्तअन्तेण** |
| | ૧૯ | એમા | એમ |
| ૭૧ | ૨૬ | **दर्शनार्हं** | **दर्शनार्हं** |
| | ૨૬-૨૭ | **पहुदोषं** | **बहुदोषं** |
| ૬૩,૭૬ | ૧૯,૨૩ | અહાં | અહીં |
| ૭૫ | ૨૮ | **स्वमा** | **स्वसा** |
| ૮૦ | ૧૨ | કહેશે | કહેશે |
| ૮૮ | ૫ | iıı | iii |
| | ૧૨ | *cxtenso* | *extenso* |

# સાચું સ્વપ્ન.

## પ્રસ્તાવના.

[ નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે.]

[સૂત્ર૦]

[ગાથા.]

કુશળ કરો હળધર, ઉર વસંત કર્પૂર શા, ઉદય નગના
ઇંદુ સમાન નવાસવદત્તા પદ્મા વતી અરુણા[1]. ૧

માન્ય આર્યજનોને જણાવું છું, કે[2] ભાસે રચેલું **સ્વપ્નવાસવદત્ત** કિંવા 'સાચું સ્વપ્ન' નામે નાટક આજે અમે ભજવિયે છિયે.

[ પડદા પાછળ શબ્દ થાય છે[3]. ]

---

૧ મૂળના મંગળાચરણુની ગાથાની આ આછી છાયા છે. 'કપૂર જેવા ગૌર છતાં જેઓ મનોહર [નવ] મદિરા [આસવ]એ ઉપજાવેલી [દત્તા] ખુબી[પદ્મા]ને લીધે ઉદયાચળ ઉપરના ચંદ્ર જેવા લાલ દેખાઈ હૃદયમાં વસે છે, એવા શ્રીબળદેવ ભગવાન તમારૂં કુશળ કરો.' મૂળ ગાથાનો અર્થઃ-જેમાં રોહિણી[**अबला**]એ મદિરા [**आसव**] પીવાને આપી છે એવા, અને પીધેલી મદિરાની શોભા[**पद्मा**]ના વિકાસ[**अवतीर्ण**]થી જે પૂર્ણ હોઈ ઉદયાચળ ઉપરનાં ઊગતા[**नव**] ચંદ્ર જેવા દેખાય છે એવા, વસંતના શણગારે શોભી રહેલા (**कम्र**), બળદેવ ભગવાનના ભુજ તમારૂં રક્ષણ કરો. મૂળ તેમ જ અનુવાદમાં રત્નાવલી અલંકારના પ્રયોગ દ્વારા ઉદયન, વાસવદત્તા, પદ્માવતી અને વસંતક એ પ્રધાન પાત્રોનો નિર્દેશ કર્યો છે.

૨ **कवेर्नाम च कीर्तयेत्** એ વચન અનુસાર નાટક રચનાર કવિનું નામ સૂત્રધારે જણાવવું જોઇયે. આથી **अद्याहं भासप्रणीतं स्वप्नवासवदत्तं प्रयोक्ष्ये ।**, એવા વિજ્ઞાપનાના શબ્દો મેં અધ્યાહાર ગણ્યા છે. મૂળમાં આવા અર્થનું કંઇક વાક્ય સૂત્રધારે ગાંઠનું ઊમેરવાનું છે.

૩ આગામી **अये किं नु खलु मयि विज्ञापनाव्यग्रे शब्द इव श्रूयते ।** એ વચન આ નાટ્યસૂચિ માગી લે છે, તેથી તે ઊમેરી છે.

**[સૂત્ર૦]** અરે ! હું પ્રેક્ષકોને વીનતી કરતો હતો, તેટલામાં કોઈ બોલ્યું ! કોણ હશે એ ? જોઇયે.

[પડદા પાછળ] માગ મૂકો, તપસીઓ, માગ મૂકો.

**[સૂત્ર૦]** હાં, સમજ્યો.

[અનુષ્ટુભ.]

ભાવઘેલા, ભૂલી ભાન, ભટો મગધનાથના
આ તપોવનમાં સૌને હાંકે, કુંવરી સાથના. ૨

હું પણ ત્યારે ખસી જાઉં[1].

[ જાય છે. ]

---

૧ મૂળમાં નિષ્ક્રમણરૂપ આંગિક અભિનય ઉપરથી આ અર્થ સમજી લેવાનો રાખ્યો છે. અહીં પ્રસ્તુત વાક્ય ઉમેરી તે ઉક્ત કર્યો છે.

# સાચું સ્વપ્ન.

## અંક ૧.

[ **ભટ** પ્રવેશ કરી ] માગ મૂકો, તપસીઓ, માગ મૂકો.

[ પછી [2]ભમતા ભિક્ષુકના વેષમાં યૌગંધરાયણ અને આવંતિકાના વેષમાં વાસવદત્તા પ્રવેશ કરે છે. ]

[**યૌગં૦**] આ શું ? અહીં પણ 'માગ મૂકો, માગ મૂકો' ?

[ શાર્દૂલવિક્રીડિત.]

વીંટી વલ્કલ, કંદ મૂળ ફળથી સંતોષ માની મને,
બાંધી પર્ણકુટી વસે મુનિવરો; કાં ત્રાસ આ તેમને ?
[3]મર્યાદા તજી માણસાઇ વીસરી સત્તાતણા જોમમાં
હાંકે હાકથી ને તપોવનતણું કો હા કરે ગ્રામ આ ? ૧

---

૧ મૂળમાં આ સ્થળે અને આગળ ઉપર **साधारणौ** કિંવા **भटौ** એવા પ્રયોગથી ઉત્સારણા કરનાર બે જણાવ્યા છે. પરંતુ **संभवक न खलु न खलूत्सारणा कार्या ।** ઇત્યાદિ ઉપરથી એકનો જ ભાસ થાય છે. બે જણ સાથે બોલી ઉત્સારણા કરતા હોત, તો બેનું સૂચન ઉદાહૃત ઉક્તિમાં કર્યું હોત. રંગભૂમિગત સમીપચર ભટ તો એક જ છે. અલબત બીજા પુરશ્ચર ભટો ઉત્સારણા કરનારા **स्थापना** [પ્રસ્તાવના]ના અંતભાગમાં **भृत्यैः** પદથી કહ્યા છે; પરંતુ તે પુરશ્ચર ભટો, સમીપચર રંગભૂમિગત ભટો નહિ. આવી સમજથી મેં એકવચન વાપર્યું છે.

૨ મૂળમાં **परिव्राजक** શબ્દ છે. તેનો **संन्यासिन्** અર્થ કરવામાં આવે છે. પરંતુ નવા ધારણ કરેલા વેષમાં યૌગંધરાયણે કંઇ સંસારનો ત્યાગ કર્યો ન હતો. આ કારણથી 'ભમતો ભિક્ષુક' એવો અર્થ અહીં કર્યો છે.

૩ મૂળમાં **विनयादपेतपुरुषो** એવો ભ્રષ્ટ પાઠ છે. તેને ઠેકાણે હું **विनयव्यपेतपरुषो** એવો કલ્પિત પાઠ લેઉં છું. તેના સમર્થનમાં **न परुषमाश्रमवासिषु प्रयोज्यम् ।** એ પંક્તિ વિચારવા વીનતી છે. **व्यपेत** ક્રિયાવાચક નામ હોઈ **व्यपाय**ને સ્થાને છે.

[વાસ૦] આર્ય ! કોણ આ 'માગ મૂકો, માગ મૂકો' કરે છે?

[યૌગં૦] હશે કોઈ ધર્મનો માર્ગ મૂકનારો.

[વાસ૦] અહો હું માગ મૂકાવનારી, તેને પણ માગ મૂકવાનો !

[યૌગં૦] હોય. બાસાહેબ ! અજાણ્યો ને આંધળો[1] દેવને પણ ઠેબે ચડાવે.

[વાસ૦] એમાં[2] પરિશ્રમ કાંઈ નથી, આર્ય, ને એનો ખેદ નથી. જો કહિયે, તો આ ન્હાનમભર્યા વચન જ ખેદ ઊપજાવે છે.

[યૌગં૦] છતો વૈભવ પોતે જ પોતાનો તજ્યો છે. તો બાસાહેબને આ વાતે લગારે ઓછું આણવા જેવું નથી. જુઓ.

[ વસંતતિલકા. ]

એવો જ વૈભવ હતો પૂરવે તમારો,
ને નાથના ઉદયથી ફરી છે થનારો.
જેવી અરાવલિ[3] ફરે રથ ચક્રકેરી,
તેવી દશીવીશીતણી પણ હેરફેરી.　　　૨

[ભટ] માગ મૂકો, માગ મૂકો.

[ એવે કંચુકી પ્રવેશ કરે છે. ]

[કંચુકી] બસ કર, સંભવક, માગ મૂકાવવો બસ કર. જો, ભાઈ,

[ પુષ્પિતાગ્રા. ]

દૂભવ ન મુનિને કઠોર કહેણે;
શિર નૃપનો ઠપકો ન વ્હોર વેણે.
પરિભવ[4] પુરવાસના મનસ્વી
પરહરવા વન એ વસે તપસ્વી.　　　૩

[ભટ] જી, બહુ સારૂં, તેમ કરૂં છૂં. [ ખસી જાય છે. ]

---

૧ 'અજાણ્યો ને આંધળો, એ બરાબર' એ લોકોક્તિની પુષ્ટિ ર્‌હાઈ 'ને આંધળો' પદ વધારાનાં ઊમેર્યાં છે.

૨ એમાં એટલે માગ મૂકવામાં.

૩ આરાની હાર.

૪ દૂભવણી, અપમાન.

[યૌગં૦] અહો, આ કોઈ સુજ્ઞ પુરુષ જણાય છે. એમને, બાસાહેબ, પૂછિયે કે આ શું છે?

[વાસ૦] હા, એમ કરિયે.

[યૌગં૦ પાસે જઈ] કહો, ભાઈ, શું છે તે આ 'માગ મૂકો, માગ મૂકો' કરે છે?

[કંચુકી] તપોધન! સાંભળિયે.

[યૌગં૦ સ્વગત] તપોધન સંબોધન બહુ માન ભરેલું છે. પરંતુ ટેવાયાના અભાવે મનને તે જાણે અતડું અતડું લાગે છે.

[કંચુકી] એમ છે, કે અમારા રાજા મહારાજ દર્શકનાં માતુશ્રી આ તપોવનમાં આવીને રહ્યાં છે; તેમનાં કુંવરી રાજકુમારી પદ્માવતી ગુરુજનની આજ્ઞા લેઈ[1] મહારાણી માતુશ્રીનાં દર્શને પધાર્યાં છે. એ આજનો દિવસ આશ્રમમાં રહેનાર છે ને કાલે રાજમાતાની [2]અનુજ્ઞાથી રાજગૃહ સિધાવનાર છે. દરમ્યાન તમે તમારે

[ વસંતતિલકા. ]

આણો સુખે સમિધ પુષ્પ કુશો વનોનાં<br>
ને [3]તીર્થનાં ઉદક અર્થ તપોધનોના.<br>
ઇચ્છે ન વિઘ્ન કરવા કુંવરી લગારે;<br>
ધર્મિષ્ઠ એહ કુલધર્મ જ ધર્મ ધારે. ૪

---

૧ મૂળમાં **गुरुभिरभिहितनामधेयस्य** પાઠ છે, તે બરાબર બંધ બેસતો ન હોવાથી **गुरुभिरभिहिता** એવો પાઠ કલ્પ્યો છે. વળી મૂળમાં **पद्मावती नाम।** એ શબ્દથી પહેલા વાક્યની સમાપ્તિ કરી **सैषा नो** શબ્દથી બીજું વાક્ય આરંભ્યું છે. આ રીતની રચનામાં શિથિલતા આવે છે. યૌગંધરાયણના પ્રશ્નનો ઉત્તર બીજા વાક્યમાં છે. પહેલું વાક્ય વચ્ચે આવી બીજા વાક્યની અવતરણિકારૂપે અંટેવાળિયે ચડે છે. આથી સુશ્લિષ્ટતા સારૂ **सैषा नो** તજી દેઈ બે વાક્યનું એક વાક્ય કરી અનુવાદ આપ્યો છે.

૨ રજા.

૩ સપ્તર્ષિતીર્થ વગેરે.

[યૌગં૦ સ્વગત] એમ ? આ જ ત્યારે મગધની રાજકુમારી પદ્માવતી ! એ પ્રભુ વત્સરાજની રાણી થશે, એમ પુષ્પભદ્ર[1] આદિ સિદ્ધોએ ભાખેલ છે.

[ અનુષ્ટુભ. ]

ઇચ્છું રાણી થવી, તેથી ઊપજે માન એ પ્રતિ;
હોયે અભાવ ને ભાવ, માનું, મનની રૂખથી.　૫

[વાસ૦ સ્વગત] મગધની રાજકુમારી[2] છે, એ સાંભળી એના પ્રત્યે મારા મનમાં બહેનનો ઊમળકો ઊભરાય છે.

[ એવે દાસી સાથે પદ્માવતી પ્રવેશ કરે છે. ]

[દાસી] પધારિયે, બાસાહેબ, આ આશ્રમમાં પધારિયે.

[ એવે આશ્રમના આંગણામાં બેઠેલી તાપસી નજરે પડે છે. ]

[તાપસી] ભલે પધાર્યાં, રાજકુમારી !

[વાસ૦ સ્વગત] આ જ એ રાજકુમારી કે ? રાજકુળને છાજતું જ એનું રૂપ છે[3].

[પદ્મા૦] ભગવતી ! વંદન કરૂં છું.

[તાપસી] વત્સા ! **चिरं जीव**. તપોવન[4] તે આતિથિનું પોતાનું જ ઘર છે. પધારિયે.

[પદ્મા૦] ઠીક, ઠીક, હું ઘર જ જાણું છૂં. આ તમારાં ઊમળકા ભરેલાં વચનથી હું આભારી બનું છું.

[વાસ૦ સ્વગત ] કેવળ રૂપ જ નહિ, પણ વાણી એ મધુર છે.

---

૧ મૂળમાં **पुष्पकभद्रादि** છે, તે બદલ **पुष्पभद्रादि** પાઠ લીધો છે.

૨ મૂળમાં **राजदारिअत्ति** પાઠ છે. પરંતુ ભગિનીસ્નેહનું નિદાન સામાન્ય રાજદારિકાત્વ નહિ, પણ વિશિષ્ટ સગાઈ જ સંભવે છે. આથી કલ્પિત **मगहराजदारिअत्ति** પાઠ લીધો છે. મગધ દેશનો રાજા અવંતિના રાજા પ્રદ્યોત મહાસેનનો સગો થતો હતો; જુઓ **प्रतिज्ञायौगं० ।२। अस्मत्संबद्धो मागधः ।**

૩ અર્થાત્ રૂપ જોઈ કોઈ પણ માણસ કહી શકે, કે એ રાજકુમારી છે.

૪ મૂળમાં **तपोवणाणि...सअगेहं** છે. અન્વય ધ્યાનમાં લેઈ તે બદલ **तपोवणं...सगेहं** એવો પાઠ કલ્પ્યો છે.

**[તાપસી]** અરે બાઈ! રાજાજીનાં આ બહેનનું સગપણ ક્યાં થયું છે[1] ?

**[દાસી]** ઉજ્જયિનીના રાજા પ્રદ્યોત છે, તે પોતાના[2] કુંવરને માટે દૂત મોકલી કુંવરીનૂં માગું કરે છે.

**[વાસ૦** સ્વગત] ઠીક, ત્યારે તો એ મારી બહેન[3] જ.

**[તાપસી]** આ દિવ્ય સ્વરૂપ એવા ઉજ્જ્વલ સંબંધને યોગ્ય છે. ઉભય રાજકુળ ઉત્તમ સંભળાય છે.

**[પદ્મા૦]** આર્ય! મુનિજનો મારા ઉપર અનુગ્રહ કરે ને હું એમને જે જોઈયે તે આપૂં, એટલા માટે તેમને તેડો તો[4].

---

૧ મૂળમાં **कोवि राजा ण वरेदि ।** છે. પરંતુ નિષેધવાક્યની કંઇ ઉપપત્તિ નથી. તે કારણથી **को विअ राजा णं वरेदि ।** એવો કલ્પિત પાઠ લેવો પડ્યો છે.

૨ 'કુંવર' શબ્દે મહાસેનના મનમાં જમાઇ વત્સરાજ જ અભિપ્રેત છે. જુઓ અંક ૬ નો ચિત્રગત વિવાહનો પ્રસંગ.

૩ મૂળમાં **भोदु भोदु । एसा अ अत्तणीआ दाणिं संवुत्ता ।** એવો પાઠ છે. અહીં જેમ આ શબ્દો પદ્માવતીને ઉદ્દેશીને વાસવદત્તાના મુખમાં મૂક્યા છે, તેમ અહીંથી ઓગણીસમી ઉક્તિમાં **भोदु भोदु । अय्या अत्तणीआ दाणिं संवुत्ता ।** એવા શબ્દો આવંતિકાવેષધારી વાસવદત્તાને ઉદ્દેશીને પદ્માવતીના મુખમાં મૂક્યા છે. બંને સ્થળે એક **भोदु** નિરર્થક છે. પ્રથમ ઉક્તિમાં **अ** પણ વધારે પડતો છે. બંને ઉક્તિમાં આત્મીયતા કરતાં સખ્યનો ભાવ વધારે સારી રીતે ઘટે છે. આથી એક **भोदु** તથા **अ** તજી દેઈ **अत्तणीआ**ને ઠેકાણે 'વ્હાલી સખી'ના અર્થનો **अत्तआ** પાઠ કલ્પ્યો છે. જુઓ **दे. ना. मा. । माइपिउच्छासासूसहीसु अत्ता ।**

૪ મૂળમાં અહીં **अय्य किं दिट्ठो मुणिजणो अत्ताणं अणुग्गहीदुं (अभिप्पेदप्पदाणेण तवस्सिजणो उवणिमन्तीअदु दाव को किं एत्थ) इच्छदित्ति ।** એવો, અર્ધચંદ્રવાળા ભાગ રહિત અને સહિત, એમ બે પ્રકારનો પાઠ છે. એમાંથી પુનરુક્તિ ઉપજાવનારો ભાગ ગાળી નાંખી **अय्य अभिप्पेदप्पदाणेण अत्ताणं अणुग्गाहिदुं तवस्सिजणो उवणिमन्तअिदु दाव ।** એવો કલ્પિત પાઠ અનુવાદને માટે સ્વીકાર્યો છે.

[કંચુ૦] આપની ઇચ્છા પ્રમાણે આ કહું છું. અહો તપો વનવાસી મુનિજનો ! સાંભળિયે. તમારા અંતરના ભાવથી જેના હૃદયમાં ભાવ ઊભરાઈ રહ્યો છે એવાં આ રાજકુમારી, ધર્મ સંચય કરવા ઇચ્છતાં, જેને જે ઇષ્ટ હોય તે તેને આપવા[1] તેડે છે. ધર્મમાં રમનારા ભૂદેવો એમને વ્હાલા છે.[2] તેથી એ પૂછે છે કે

[ શાર્દૂલવિક્રીડિત. ]

કોને વસ્ત્ર ગમે શૂં ને કલશનો કોને, કહો, અર્થ છે ?
દેવાને ગુરુદક્ષિણા ભણી રહી કોને ખપે ગર્થ છે ?
ઇચ્છે કુંવરી આ અનુગ્રહ જ, તે પુણ્યાર્થીને કીજિયે.
જેને જે કંઈ જોઇયે, જરૂર તે માગી મુખે લીજિયે. ૬

[યૌગં૦ સ્વગત] હાં, જુક્તિ જડી. આમ કહું ત્યારે. [પ્રગટ] અહો આર્ય ! મારે એક ઇષ્ટ છે.

[પદ્મા૦] અહા, મારૂં તપોવનમાં આવવૂં સફળ થયૂં !

[તાપસી] આ કોઈ બ્હારાતુ છે કે શૂં ? આશ્રમમાંના તપસ્વીઓને તો કોઈને કશી લિપ્સા[3] છે નહિ.

[કંચુ૦] કહો, તમારે શૂં ઇષ્ટ છે ?

[યૌગં૦] આ મારાં બ્હેન છે. એમના સ્વામી વિદેશ હોવાથી કેટલોક વખત હૂં સુશીલ રાજકુમારીને એમની સોંપરત કરવા ઇચ્છૂં છૃં. એઓના પખામાં એમનૃં શીળ જળવાશે.

---

૧ મૂળમાં **अर्थेन** છે. તે **स्वाभिमतं निमित्तीकृत्य** એવા અર્થમાં સમજી 'જેને જે ઇષ્ટ હોય તે લેવા' એવો ભાવાર્થ અનુવાદ કરતાં સ્વીકાર્યો છે.

૨ મૂળના **धर्माभिरामप्रिया** પદનો આ ભાવાર્થ છે. **धर्मेऽभिरमन्त इति धर्माभिरामा मुनयः।** સરખાવો **आत्मारामाः। वे. सं. ।१। श्लो. २३।**

૩ લાલચ, લોભ.

[ વૈશ્વદેવી. ]

ના વસ્ત્રે માગૂં, ના જ ગર્થે, ન ભોગે.
ભીખી ખાવાને ભેખ લીધો નથી મેં.
હું માગૂં મારાં બ્હેન આ સોંપવા જ.
આપો, તો આપો માગ્યૂઁ એ એક આજ. ૭

[**વાસ૦** સ્વગત] હં, અહીં મને મૂકવાનો આર્ય યૌગંધરાયણનો ઘાટ જણાય છે. ભલે. એ અવિચારનૂં પગલૂં ભરે એવા નથી.

[**કંચુકી**] રાજકુમારી ! સોંપરત[1] બહુ જુમ્મા ભરેલી છે. કેમ કબૂલ રાખી જાય ?

[ અનુષ્ટુભ. ]

આપવૂં ધન, પ્રાણો એ આપવા, તપ આપવૂં,
સૌ સ્હેલૂં; દોહ્યલૂં એક બીજાનૂં સોંપ્યૂઁ રાખવૂં. ૮

[**પદ્મા૦**] કોને શૂં જોઇયે છે એવૂં જાહેર પૂછી કરી હવે ગોચલાં ગણવાં ન ઘટે. એ સોંપરત કરે છે, તે કબૂલ રાખવી જ જોઇયે.

[ **યૌગં૦** સ્વગત] વાહ ! યોગ્ય ઉત્તર વાળ્યો રાજકુમારીએ[2].

[**દાસી**] ઘણૂં જીવો બાસાહેબ. સત્યવાદી તે આનૂં નામ.

[**તાપસી**] ઘણૂં જીવો વત્સા.

[**કંચુકી**] ઠીક એમ કરિયે [યૌગં. પ્રતિ] અહો ભૂદેવ ! તમારાં બહેનની સોંપરતની બાસાહેબ હા પાડે છે.

---

૧ મૂળમાં **ન્યપાશ્રયણા** બોલ છે. એ ઉચ્છિન્ન થયો છે. અહીં યૌગિક અર્થને અનુસરી અનુવાદ આપ્યો છે.

૨ મૂળમાં આ ઉક્તિ કંચુકીના મુખમાં મૂકી છે. તેમ રાખવાથી હવે પછી **भवति । तथा ।** એમ કહેવાનો કંચુકીને અવકાશ રહેતો નથી. વળી તાપસી જેવૂં તટસ્થ પાત્ર પદ્માવતીના કથનને **चिरं जीवदु वच्छे ।** કહી અભિનંદન આપે અને સ્વાર્થ ધરાવતો યૌગંધરાયણ મૂગો જ રહે, એ બરાબર નથી. આથી પ્રસ્તુત ઉક્તિ મેં યૌગંધરાયણના મૂખમાં મૂકી છે. એ મનમાં કરેલી પ્રશંસા હોઈ સ્વગત છે. પ્રગટ આભાર તો એ **अनुगृहीतोऽस्म्यत्रभवत्या ।** એ ઉક્તિથી માને છે. પ્રસ્તુત ઉક્તિમાં **भवत्या**ને ઠેકાણે તાજી ઉદાહૃત ઉક્તિને મળતો **अत्रभवत्या** પાઠ લીધો છે.

[યૌગં૦] મોટી કૃપા. હું એમનો બહુ આભારી છું ! બહેન, જાઓ શ્રીમતીની પાસે.

[વાસ૦] સારૂં, આ જાઊં છું[1].

[પદ્મા૦] આવો, બેસો, તમને અત્યારથી હું મારાં બહેન ગણું છું[2].

[તાપસી] શી આની ભવ્ય આકૃતિ છે ! એ કોઈ રાજવંશી હોય એમ મને લાગે છે.

[યૌગં૦ સ્વગત] અહા, કાર્યનો અર્ધો ભાર ઓછો થયો ! મંત્રીઓએ અને મેં ધાર્યું હતું, તેવું જ બની આવ્યું. હવે જ્યારે સંકલ્પ[3] સિદ્ધ થશે અને મહારાણી વાસવદત્તાને છતાં કરવાનો અવસર આવશે, ત્યારે શ્રીમતી મગધરાજપુત્રીની સાક્ષી અપાશે ને એ વિશ્વાસ ઊપજાવનારી નીવડશે[4].

[ વસંતતિલકા. ]

પદ્માવતી કહીં હતી થવી રાણી જેણે,
વર્તી હતી વિપત આ પડવાની તેણે.

---

૧ મૂળમાં ( **आत्मगतम्** ) **का गई । एसा आअच्छामि मन्दभाआ** એવી ઉક્તિ છે. આ કાર્પણ્યના શબ્દો સ્વામીનો અભ્યુદય ઇચ્છી દુઃખમય અજ્ઞાતવાસ ખુશીથી સ્વીકારનારી ઉદાર ભાવવાળી વાસવદત્તાના મુખમાં શોભતા નથી. એ કોઈ સામાન્ય નટ કે વાચકના બોલ છે. ભાસના સત્પાત્રના નથી. આથી વાંધા ભરેલા **का गई** અને **मन्दभाआ** શબ્દ તજી દેઈ, પૂર્વની યૌગંધરાયણની ઉક્તિના જવાબમાં વાસવદત્તાની પ્રકાશોક્તિ ગણી ઉપર અનુવાદ આપ્યો છે.

૨ પૂર્વે ટિપ્પણી ૧૩ માં જણાવ્યા પ્રમાણે અહીં પણ મૂળના **अत्तणीआ** બદલ કલ્પિત **अत्तआ** પાઠ લીધો છે, તેમ જ એક **मोदु** બોલ તજી દીધો છે. અન્યત્ર પણ વિનાકારણ બેવડાવેલા શબ્દ અનુવાદમાં તજી દીધા છે.

૩ ઉદયનનું રાજ્ય નિષ્કંટક થાય એવી યૌગંધરાયણની ઇચ્છા.

૪ મૂળમાં આ વાક્ય પછી **कुतः** વધારે જોવામાં આવે છે. એવી જ રીતે અન્યત્ર પણ **कुतः** અને **ततः** વધારે પડતા મળી આવે છે.

આ માર્ગ એ જ પરચે લઊં છૂં હૂં; વાણી
સિદ્ધાંતણી ન વિધિએ ઊલટાવી જાણી. ૯

[એવે એક બ્રહ્મચારી પ્રવેશ કરે છે.]

[**બ્રહ્મ૦** ઊંચે જોઈ] ખરા બપોર થયા છે; અને હૂં બહુ થાકી ગયો છૂં. કયાં વીસામો ખાઊં ? [નજર ફેરવી] હાં, જોયૂં. આ બધૂં જણાય છે તો તપોવન. કેમકે

[ શાર્દૂલવિક્રીડિત. ]

સ્વચ્છંદે વનનાં હળેલ હરિણો નિર્ભ્રાંત[1] સૌ સંચરે.
રે'વા દીધ દયા લીધે ફળ ફૂલો વૃક્ષે સમસ્તે સ્ફુરે[2].
ભોંયે છે અણુખેડી. ધેનુ કપિલાકેરાં ધણો એ ફરે.
ધૂમે મિષ્ટ મચે. તપોવન જ છે. શંકા ન રંચે ઉરે. ૧૦

જાઊં આ આશ્રમમાં. [પ્રવેશ કરી] અરે ! અહીં તો આશ્રમવાસીથી અન્ય કોઈ છે ! [બીજી તરફ નજર ફેરવી] ચિંતા નહિ, તપસ્વી જન પણ છે. પણ રહો, સ્ત્રીઓ છે ને!

[**કંચુકી**] આવો, ભાઈ, સુખે આવો. આશ્રમનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં છે.

[**વાસ૦** ચમકી] હં. [નયન નીચાં ઢાળે છે.]

[**પદ્મા૦** સ્વગત] અહો, પર પુરુષનૂં દર્શન ન થાય એટલા માટે આર્યાએ નયન નીચાં ઢાળ્યાં. સોંપરત સંભાળવી ભારે નહિ પડે.

[**કંચુકી**] ભાઈ ! અમારૂં આતિથ્ય સ્વીકારશો. અમે અહીં પહેલા આવ્યા છિયે, એટલે તમે અમારા અતિથિ છો. [અર્ઘ્ય પાદ્ય આદિથી સત્કાર કરે છે. ]

[**બ્રહ્મ૦** સ્વીકારી] બસ, બસ[3].

---

૧ બેધડક. ૨ ઝળકે છે. ૩ મૂળમાં અહીં વધારામાં **निवृत्तपरिश्रमोऽस्मि ।** એવું વાકય છે. તે થાક ખાધા પહેલાં અસ્થાને છે. તેથી તે તજી દીધું છે. થાક ખાઈ બ્રહ્મચારી જવાની રજા માગે છે, ત્યાં એનૂં યોગ્ય સ્થાન છે.

[યૌગં૦] ભાઈ! તમે ક્યાંથી આવો છો[1] ?

[બ્રહ્મ૦] સાંભળો, આર્ય ! હું રાજગૃહનો વતની છું. અહીંથી હું વેદવિદ્યાની સમૃદ્ધિને અર્થે, વત્સ દેશમાં લાવાણુક કરીને ગ્રામ છે, ત્યાં ગયો હતો.

[વાસ૦ સ્વગત] ઓ રે[2] ! લાવાણુકનું નામ સાંભળીને ફરીને જાણે આગના ભડકા જોઉં છું.

[યૌગં૦] તમે ત્યારે વિદ્યા ભણી રહી આવતા હશો.

[બ્રહ્મ૦] ના, જી, વિદ્યા તો અધૂરી રહી ગઈ.

[યૌગં૦] કેમ વિદ્યા અધૂરી મૂકી આવવું પડ્યું ?

[બ્રહ્મ૦] ત્યાં અતિ દારુણ ઉત્પાત થયો તેથી.

[યૌગં૦] શો ઉત્પાત થયો ?

[બ્રહ્મ૦] ત્યાં મહારાજા ઉદયન આવીને રહ્યા હતા;

[યૌગં૦] હા, એમનું નામ સાંભળ્યું છે. તેમની શી હકીકત છે[3] ?

[બ્રહ્મ૦] અવંતિના રાજાનાં કુંવરી રાણી વાસવદત્તા તેમની સાથે હતાં. તે એમને પ્રાણ સમાન વ્હાલાં હતાં.

[યૌગં૦] ખરું. પછી ?

[બ્રહ્મ૦] તેઓ, રાજાજી શિકારે ગયા હતા તે દરમ્યાન ગામે લાહ્ય લાગી, તેમાં બળી ગયાં !

[વાસ૦ સ્વગત] ખોટું છે. આ રહી હું જીવતી.

[યૌગં૦] પછી શું થયું ?

---

૧ મૂળમાં અહીં **क्व गन्तव्यम्।** અને **क्वाधिष्ठानमार्यस्य।** એ બે વાક્ય વધારે છે. પરંતુ બ્રહ્મચારીની હકીકતમાં **क्व गन्तव्यम्।** પ્રશ્નનો ઉત્તર નથી અને યૌગંધરાયણના **कुत आगम्यते।** એવા સામાન્ય પ્રશ્નમાં **क्वाधिष्ठानमार्यस्य।** એ પ્રશ્નનો સમાસ થાય છે. આથી એ બે વાક્યો તજી દીધાં છે.

૨ આ ઉદ્ગાર પછી મૂળમાં **लावाणअं णाम।** એટલું વધારે છે.

૩ મૂળમાં **किं सः।** પાઠ છે. તેને ઠેકાણે કલ્પિત **किं तस्य।** પાઠ લીધો છે.

[બ્રહ્મ૦] તેમની વાંસે યૌગંધરાયણ નામે અમાત્યે આગમાં ઝંપલાવ્યું.

[યૌગં૦] ખરે જ! આગમાં ઝંપલાવ્યું! પછી?

[બ્રહ્મ૦] પછી રાજાજી શિકાર કરી પાછા આવ્યા. તેવા જ તેમને રાણી અને અમાત્યના દારુણ સમાચારની ખબર થઈ. એમના વિયોગનું દુઃખ ન ખમી તેઓ પણ એ આગના ભડકામાં ઝંપલાવવા ગયા. તેમને મહા મહા પ્રયત્ને અમાત્યે વારી રાખ્યા[1].

[વાસ૦ સ્વગત] જાણું છું આર્યપુત્રની મારે માટે કેવી તીવ્ર લાગણી છે તે.

[યૌગં૦] પછી પછી?

[બ્રહ્મ૦] પછી રાણીજીના શરીરનાં આભૂષણ આગમાંથી મળી આવ્યાં, તે તેમણે લેઈ છાતી સરસાં ચાંપ્યાં. તેની જ સાથે તેઓ મૂર્છાગત થઈ ગયા ને ઢળી પડ્યા!

[સર્વે] હરિહરિ!

[વાસ૦ સ્વગત] આ લ્હાણુ કાઢ્યું આર્ય યૌગંધરાયણે[2]!

[દાસી] બાસાહેબ! આ બહેનની આંખમાં, જુઓ, ઝળઝળિયાં આવે છે.

[પદ્મા૦] એમનું હઇયું બહુ કુમળું જણાય છે.

[યૌગં૦] એમ જ છે. મારાં બહેન બહુ કુમળા હઇયાનાં છે. [બ્રહ્મ૦ પ્રત્યે] વારું, પછી શું થયું?

[બ્રહ્મ૦] પછી કેટલીક વારે રાજાજી શુદ્ધિમાં આવ્યા.

[વાસ૦ સ્વગત] હાશ, ભલું થયું શુદ્ધિમાં આવ્યા તે. મૂર્છાગત થઈ ઢળી પડ્યા સાંભળી મારો તો જીવ ઊડી ગયો હતો.

[યૌગં૦] પછી શું, ભાઈ?

---

૧ મૂળમાં **तद्वृत्तान्तं श्रुत्वा तयोर्वियोग०** છે, તેને ઠેકાણે **तयोर्वृत्तान्तं श्रुत्वा तद्वियोग०** પાઠ લીધો છે.

૨ મૂળમાં છેવટ **होतु** છે, તે શબ્દ અહીં તજી દીધો છે.

[બ્રહ્મ૦] પછી ભોંયમાં ઢળી પડયાથી ધૂળે ભરાયલા શરીરે એકદમ બેઠા થઈ 'ક્યાં ગઈ રે વ્હાલી વાસવદત્તા ? ક્યાં ગઈ અવંતિરાજકુમારી ? ક્યાં ગઈ મારી પ્રિય શિષ્યા ?' એમ કહી કહી બહુ બહુ વિલાપ કરવા લાગ્યા. વધારે શૂં કહૂં ?

[ શાલિની. ]

ના કો એવૂં, ખોઈ સ્ત્રીરત્ન[1], રોયા.
દુઃખી એવા ચક્રવાકે ન જોયા[2].
શોચે[3] સ્વામી જેહને, ધન્ય સોઈ !
વ્હાલાની એ વ્હાલી મુઈ ન મુઈ.　　　　૧૦

[યૌગં૦] અરેરે ! કોઈ અમાત્ય ત્યારે રાજાજીની આસનાવાસના કરતો નથી ?

[બ્રહ્મ૦] નથી કેમ કરતો ? અમાત્ય રુમણ્વાન છે, તે રાજાજીને ઘડી એ વ્હીલા મેલતો નથી.

[ શિખરિણી. ]

ભૂલી ખાવૂં પીવૂં, સજળ નયને, ક્ષીણ વદને,
પડી ઊંડા સોસે, ઠઠવઠ તજી દુઃખિત તને,
અડયો આઠે જામે રહી જતન એ એમનૂં કરે;
નથી ને એ પામે મરણ, ન જ જીવે નૃપવરે[4].　૧૨

[વાસ૦ સ્વગત] સારા ભાગ્યે આર્યપુત્ર માટેની ચિંતા ટળી. યોગ્ય પુરુષના જ હાથમાં છે એ.

---

૧ ઉત્તમ સ્ત્રી.

૨ મૂળમાં **नैवेदार्नो दुःखिताः** અને **नैवेदार्नो तादृशाः** પાઠો છે. તે ઉપરથી અહીં **नैवेतादृग् दुःखिताः** એવો કલ્પિત પાઠ ઉપજાવ્યો છે.

૩ સંભારીને રડે, શોક કરે.

૪ મૂળમાં **नृपः प्राणान् सद्यस्त्यजति यदि तस्याप्युपरमः ।** એવું છેલ્લું ચરણ છે. તેને બદલે **नृपः प्राणान् सद्यस्त्यजति यदि तस्यास्त्युपरमः ।** એવો કલ્પિત પાઠ લીધો છે; અર્થાત્ **अपि**ને બદલે **अस्ति** પદ મૂક્યું છે.

[યૌગં૦ સ્વગત] અહો, રુમણ્વાન શો જબ્બર ભાર[1] ઊઠાવી રહ્યો છે!

[ અનુષ્ટુભ. ]

વીસામું ભાર હું; એ તો સદા ભારે મર્યો રહે.
રાજભાર શિરે હોઈ મોભો એ મોભીનો વહે! ૧૩

[પ્રગટ] તેથી હવે રાજાજીએ ધીરજ પકડી હશે, નહિ વારૂ?

[બ્રહ્મ૦] હાલ શી સ્થિતિ છે તે હું જાણુતો નથી. એઓ તે તે પરિચિત સ્થાન જોતા, અને "અહીં એ બેઠાં 'તાં, અહીં રીસાયાં 'તાં, અહીં હસ્યાં 'તાં, અહીં બોલ્યાં 'તાં"[2] એમ સંભારી સંભારી કલપાંત કરતા. તેથી અમાત્યો મહા પ્રયત્ને એમને બીજે લેઈ ગયા. રાજાજી સિધાવતાં કરી તે ગામ ચંદ્ર વિનાના[3] આકાશ જેવૂં શૂન્ય બની ગયૂં. તેથી હૂં ત્યાંથી નીકળી આવ્યો.

[તાપસી] પરાયા પણ[4] જેના ગુણ ગાય, તે તે રાજા ગુણવાન.

---

૧ મૂળમાં **મહદ્ભારં** છે, તેને બદલે **બૃહદ્ભારં** પાઠ લીધો છે, તાડપત્રમાં મૂળ **બૃ** ખવાઇ જતાં કોઇએ વધારે પરિચિત **મહત્**નો **મ** મૂકયો જણાય છે. કલ્પિત પાઠથી વ્યાકરણની મુશ્કેલી દૂર થાય છે.

૨ મૂળમાં **इह तया सह हसितम्, इह तया सह कथितम्, इह तया सह पर्युषितम् इह तया सह कुपितम्** એમ કઢંગો પાઠ છે. હસવૂં, બોલવું, બેસવૂં ઊઠવૂં ને રીસાવૂં જે રાજા સંભારે છે, તે વાસવદત્તાનાં સંભારનો હોવો જોઇયે. આ સમજથી ચારે **सह** અવ્યય તજી દીધા છે.

૩ મૂળમાં અહીં **प्रोषितनक्षत्रचन्द्रम्** પાઠ છે. પરંતુ પ્રધાન પાત્ર અર્થાત્ વત્સરાજ જ અહીં ઉદ્દિષ્ટ હોવાથી વધારે પડતો **नक्षत्र** બોલ ગાળી નાંખી **प्रोषितचन्द्रम्** એવો કલ્પિત પાઠ લીધો છે. આ સંબંધમાં **नक्षत्रताराग्रहसंकुलापि ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः ।** એ રઘુકારની પંક્તિઓ વિચારવા વીનતી છે.

૪ મૂળમાં અહીં **इमिणा एव्वं** બોલ વધારે છે.

[**દાસી**] [1]**કોણ એવી ભાગ્યશાળી સ્ત્રી હશે, જે એમની રાણી થશે ?**

[**પદ્મા૦** સ્વગત] **આણે કહ્યું, તે જ મારૂં મન પણ કહે છે.**

[**બ્રહ્મ૦**] **મને થાક લાગ્યો હતો, તે ઊતરી ગયો**[2]. **હવે હું તમારી રજા લેઊં છું અને મારે રસ્તે પડૂં છૂં.**

[**કંચુકી અને યૌગં૦**] સિધાવો, ભાઇ ! કામ સિદ્ધ થાઓ !

[**બ્રહ્મ૦**] **અસ્તુ !** તમારી આશિષ માથે ચડાવૂં છૂં. [જાય છે.]

[**યૌગં૦**] શ્રીમતી[3] **રજા** આપે, તો હું પણ જવા માગૂં છૂં.

[**કંચુકી**] [4]બાસાહેબની **રજા હોય, તો** ભૂદેવ પણ જવા ઇચ્છે છે.

[**પદ્મા૦**] **આર્યના જવાથી એમનાં બહેનને સ્હોશે નહિ.**

[**યૌગં૦**] સારાના **સહવાસમાં** ન સ્હોવૂં હોય નહિ. **આમ જાણીને** જ જાઊં છૂં.

[**કંચુકી**] **સિધાવો ત્યારે. ફરી દર્શન દેજો.**

[**યૌગં૦**] ઠીક. [જાય છે.]

[**કંચુકી**] **હવે અંદર પધારિયે,** બાસાહેબ.

[**પદ્મા૦**] ત્યારે **नमो नमः** ભગવતી !

[**તાપસી**] વત્સા ! સારો પતિ પામજે[5].

---

૧ મૂળમાં **भद्दिदारिए** બોલ અહીં આરંભમાં છે. પરંતુ જો આ ઉક્તિ પદ્માવતી પ્રત્યે દાસીએ કહી હોય, તો આ પછીની પદ્માવતીની ઉક્તિ સ્વગત ન હોય. એ અને બીજાં કારણોથી એ વધારાનો બોલ તજી દીધો છે.

૨ પૂર્વે તજી દીધેલ **निवृत्तपरिश्रमोऽस्मि।** વાક્ય અહીં ઉમેરી લીધૂં છે. જુઓ ટિપ્પણી ૨૨.

૩–૪ મૂળમાં બંને સ્થળે **तत्रभवत्या** છે. પરંતુ પદ્માવતી પાસે જ છે અને ઉક્તિઓ પદ્માવતીને જ ઉદ્દેશીને અને સંબોધીને યોજી છે, તે જોતાં **अत्रभवत्या** જોઇયે. આ કારણથી **तत्रभवत्या**ને બદલે બંને સ્થળે **अत्रभवत्या** પાઠ કલ્પ્યો છે,

૫ મૂળમાં **तव** પાઠ છે, તેને બદલે કલ્પિત પાઠ **तुवं** [ **सं. त्वम्** ] લીધો છે.

[**વાસ૦**] ભગવતી ! મારા પણ નમસ્કાર.

[**તાપસી**] બહેન ! તને પણ તારા પતિનો મેળો વ્હેલો થજો !

[**કંચુકી**] [1]પધારો, બાસાહેબ ! જુઓ,

[ શિખરિણી. ]

ચડે ઊંચે ધૂણાં; પરજળી હુતાશે ઝળહળે.
નવાણોમાં ન્હાયે મુનિજન. નિવાસે ખગ વળે.
[2]ઢળંતાં છેટેથી રથ નમવીને[3], રશ્મિ રવિ એ.
લઈ સંકેલી આ નભથી ઉતરે અસ્તશિખરે. ૧૪

[ સૌ જાય છે. ]

---

૧ મૂળમાં અહીં **तदागम्यताम्**। એટલું વાક્ય વધારે છે. તે એ પછીના વાક્યથી પુનરુક્ત બને છે. તે કારણથી એ તજી દીધું છે. ઉપરાંત મૂળમાં **इत इतो भवति** । અને **इत इतो भवत्यः** । એવા પાઠ છે, તે બંને વાંધા ભરેલા છે. તે બદલ **इत इतो भवती** । એવો કલ્પિત પાઠ લીધો છે. **भवति** સંબોધન અને **भवत्यः** બહુવચન અસ્થાને છે.

૨ મૂળમાં **परिभ्रष्टो** પાઠ છે, તે **रविः** નું વિશેષણ થાય છે. વાસ્તવિક રીતે એ **रथम्** નું વિશેષણ જણાય છે. આથી કલ્પિત પાઠ **परिभ्रष्टं** લીધો છે. પ્રસ્તુત પદનું અનુસ્વાર તાડપત્રમાં પડી જવાથી અથવા ખવાઈ જવાથી ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો લાગે છે.

૩ મૂળ પાઠ **व्यावृत्य** છે. તેને સુધારી ગણપતિ શાસ્ત્રીએ **व्यावर्त्य** પાઠ આપ્યો છે. એ કલ્પિત પાઠ સ્વીકારી ઉપર અનુવાદ આપ્યો છે.

# સાચું સ્વપ્ન.

## [1]વિષ્કંભક ૧.

[ દાસી પ્રવેશ કરે છે. ]

**[દાસી]** બ્હેન કુંજરિકા ! બાસાહેબ પદ્માવતી ક્યાં છે, ખબર છે? શું કહ્યું ?—'માધવીમંડપને પડખે દડે રમે છે.' ઠીક. હું જઊં છું ત્યાં. એ આવજે, બ્હેન ! [ કેટલાંક ડગલાં આગળ વધી નજર ફેરવતાં ] અહો, પદ્મમુબાસાહેબ તો આ બિરાજે[2]. દડો રમતાં શી એમની મુખકળા શોભે છે ! કાને કર્ણફૂલ ઝોલા ખાઈ રણુઝણે છે; અને કપાળે ભમ્મરે ને ગાલે કસરત ર્‌હોચવાથી પરસેવાનાં મોતી બાઝ્યાં છે. એ થાકચાં જણાય છે. એમને મળું.

[ જાય છે. ]

---

૧ કેવળ પ્રાકૃતમાં હોવાથી આ અર્થોપક્ષેપકને મૂળમાં **प्रवेशक** સંજ્ઞા આપી છે. સંસ્કૃતપ્રાકૃત જેવો ભાષાભેદ ગૂજરાતીમાં ન હોવાથી અનુવાદમાં **प्रवेशक**ને વિષ્કંભક સંજ્ઞા આપવી પડી છે.

૨ મૂળમાં **कीळन्दी इदो एव्व आअच्छदि** । એમ પાઠ છે, તેને ઠેકાણે **कीलन्दी अच्छदि** [ સં. **क्रीडन्त्यास्ते** ] । એવો પાઠ કલ્પ્યો છે. સરખાવો **અમરુશતક**, શ્લોક ૫૧, **लिखन्नास्ते** ।

# સાચું સ્વપ્ન.

## અંક ૨.

[ દડે રમતી પદ્માવતી, આવંતિકાના વેષમાં વાસવદત્તા અને દાસી પ્રવેશ કરે છે. ]

[**વાસ૦**] પદ્મમુખબહેન, લેજો આ દડો.

[**પદ્મા૦**] બસ થયું, આર્યા, રહેવા દો હવે.

[**વાસ૦**] કેમ ના પાડો છો, બહેન? દડે આટલી વાર રમ્યાં, તેની ખુબી તો જુઓ. તમારી હાથેળીઓ કંકુએ પીળી હોય એવી લાલચોળ[1] બની છે! જાણે એ હાથેળીઓ જ ન હોય!

[**દાસી**] ખેલો, ખેલો, બાસાહેબ. રૂડો કન્યાકાળ છે, તે ખેલમાં ગાળવાનો છે.

[**પદ્મા૦**] આર્યા, શું જોયા કરો છો[2]?

[**વાસ૦**] કંઈ નહિ બહેન, તમારૂં મનોહર મુખડૂં ઝળાંઝળાં થઈ રહ્યૂં છે, તે હું જોઉં છૂં[3].

---

૧ મૂળમાં બહુ લાલ એવા અર્થનું **अहिअसंजादराआ** પદ છે. 'કંકુએ પીળી હોય એવી' એ બોલ તો આગામી વિવાહનો ધ્વનિ ઉપજાવવાના લોભે વધારાના ઉમેર્યા છે.

૨ મૂળમાં **किं दाणिं मं ओहसिदुं विअ णिज्झाअसि ।** એવો પાઠ છે. એમાંનો **ओहसिदुं विअ** અંશ પદ્માવતીની હવે પછીની ઉક્તિએ નકામો બને છે. તેથી તે તજી દીધો છે.

૩ મૂળમાં અહીં **णहि णहि, हला, अधिअं अज्ज सोहसि** ( પાઠાંતર **सोहदि** ) । **अभिरूवो विअ दे अज्ज वरमुहं पेक्खामि** । એવી ઉક્તિ છે. એ પદ્માવતી જે પૂછે છે તેનો પાંશરો જવાબ નથી. પૂર્વની ઉક્તિ સાથે એને પરાણે ઘટાવી શકાય છે; અને એ રીતે ઘટાવેલો અર્થ પાછો જોઇયે તેવો રુચિકર નથી. **णहि णहि** કહી પોતે ઉપહાસ કરવા માગતી નથી એમ જણાવી મશ્કરી કરવાની હોય નહિ. વળી **वरमुहं**નો ગણપતિ શાસ્ત્રી જે અર્થ કરે છે, તે બહુ ક્લિષ્ટ છે. **अज्ज** પદ ખાલી બેવડાવ્યૂં છે. આથી ક્ષેપક લાગતા શબ્દો ગાળી નાંખી ભ્રષ્ટ ભાગ સુધારી લેઈ **हला अधिअं अभिर्दीविअं दे वरं मुहं पेक्खामि** [ સં. **सखि अधिकमभिर्दीपितं ते वरं मुखं प्रेक्षे** ] એવો પાઠ કલ્પ્યો છે.

[પદ્મા૦] જાઓ. જાઓ, આર્યા, મને હસો નહિ.

[વાસ૦] લો, નહિ બોલું, મહાસેનના માગાવાળાં મોઘાં બહેન[1], નહિ બોલું.

[દાસી] એ મહાસેન વળી કોણ[2]?

[વાસ૦] ઉજ્જયિનીના[3] રાજા જે પ્રદ્યોત, તેમનું બીજું નામ મહાસેન છે. તેમની મહાન સેનાને લીધે તેમને એ ઉપનામ મળ્યું છે.

[દાસી] બાસાહેબ એમની સાથે સંબંધ નથી ઇચ્છતાં.

[વાસ૦] કોની સાથે ત્યારે ઇચ્છે છે[4]?

[દાસી] વત્સ દેશના રાજા ઉદયન છે, તેમની સાથે[5].

[વાસ૦ સ્વગત] હાં, આર્યપુત્રમાં એમનું મન વસ્યું છે. [પ્રગટ] કેમ વારૂ?

---

૧ મૂળના **भाविस्समहासेणवहू** પદનો ભાવાર્થ લેઈ 'મહાસેનના માગાવાળાં મોઘાં બહેન' એ સંબોધન યોજ્યું છે. પ્રા. **वहू** શબ્દ સં. **स्नुषा**ના અર્થમાં છે. મહાસેન ઉદયનને પુત્રવત લેખવતો હતો, તે બાબત જુઓ અંક ૧ ની ટિપ્પણી ૧૨.

૨ આ ઉક્તિ મૂળમાં પદ્માવતીનાં મુખમાં મૂકી છે. પરંતુ એને મુખે એ પ્રશ્ન પૂછાવવો એ ભાસની મર્યાદા વિરુદ્ધ છે; અને ઉચિત પણ નથી. આથી કરીને તે દાસીના મુખમાં મૂકી છે. દાસીને પ્રદ્યોત નામ જ પરિચિત છે. જુઓ અંક ૧ ની ટિપ્પણી ૧૨ વાળી ઉક્તિ. મહાસેન ઉપનામ એને અજાણ્યું હોવાથી એ પ્રશ્ન કરે છે.

૩ મૂળમાં **उज्जइणीओ** પાઠ છે, તે બદલી **उज्जइणीअं** [ સં. **उज्जयिन्याम्** ] પાઠ રાખ્યો છે.

૪ મૂળમાં **अह केण खु दाणिं अभिळसादि ।** એમ છે. પૂર્વ ઉક્તિની રચનાને અનુગુણ ઉત્તર ઉક્તિની રચના હોવી જોઇયે, એવી સમજથી એમાંના **खु दाणिं अभिळसदि** બોલ વધારે પડતા તજી દીધા છે.

૫ સંબદ્ધ ઉક્તિઓની સમાનતા જાળવવા **अत्थि वच्छराओ उदअणो णाम । तेण ।** એવો પાઠ સ્વીકાર્યો છે; અને **तस्स गुणाणि भट्टिदारिआ अभिलसदि ।** એ વાક્ય પૂર્વ ઉક્તિના **खु दाणिं अभिलसदि** અંશની પેઠે તજી દીધું છે.

[**દાસી**] એ બહુ વ્હાલસોયા છે તેથી.

[**વાસ૦** સ્વગત] જાણું છું. આવી જ લ્હે લગાડી એ સોજથી મને પણ આર્યપુત્રે ગાંડી બનાવી હતી.

[**દાસી**] [1]પણ તે કદાચ કદ્રૂપા હશે તો ?

[**વાસ૦**] ના રે ના. રૂપ રૂપના ભંડાર છે.

[**પદ્મા૦**] તે તમે કેમ જાણ્યું, આર્યા ?

[**વાસ૦** સ્વગત] આર્યપુત્ર પ્રત્યેના પક્ષપાતને લીધે વધારે પડતું બોલાઈ ગયું ! હવે શું કરવું ? હાં, આમ કહું. [પ્રગટ] ઉજ્જયિનીમાં બે પગે હીંડે છે, તે સૌ એમ કહે છે.

[**પદ્મા૦**] બરાબર, એ ઉજ્જયિનીમાં હતા, ત્યારે લોકે જોયેલા ખરા. અદ્દ્ભુત રૂપ જોવાને સૌએ આકર્ષાય.

[ એવે પદ્માવતીની ધાવમા પ્રવેશ કરે છે. ]

[**ધાવ**] ઘણી ખમ્મા મારાં પમ્મુબાને. તમારો વિવાહ મળ્યો.

[**વાસ૦**] ધાવમા, કોની સાથે ?

[**ધાવ**] વચ્છ દેશના રાજા ઉદયન સાથે.

[**વાસ૦**] એમની પ્રકૃતિ ઠીક છે હવે ?

[**ધાવ**] 'ઠીક છે' પૂછો છો ? અરે એઓ અહીં આવ્યા છે; અને પમ્મુબાના પાણિગ્રહણ માટે થોભ્યા છે.

[**વાસ૦**] અહો, ન-બનવાનું બન્યું !

[**ધાવ**] 'ન-બનવાનું બન્યું' કેમ ?

[**વાસ૦**) એક વાર એ ઝુરી મરતા હતા, અને અત્યારે નથી લેવા કે દેવા ! એ જ, બીજું કંઈ નહિ.

[**ધાવ**] આર્યા ! મહાપુરુષની વાત ન્યારી છે. એમનાં હૃદય શોકથી શૂન્ય બની જાય છે ખરાં; પણ તે શાસ્ત્રનાં જાણ હોય છે, તેથી આપોઆપ પાછાં સ્વસ્થ થાય છે.

---

૧ અહીં મૂળમાં **भट्टिदारिए** બોલ વધારે છે. તેથી કરીને એ ઉક્તિ પદ્માવતી પ્રત્યેની બને છે. પરંતુ વાતચીત પદ્માવતી ને વાસવદત્તા વચ્ચે નહિ, પણ દાસી ને વાસવદત્તા વચ્ચે ચાલે છે. પ્રસ્તુત પ્રશ્ન વાસવદત્તાને પૂછવો વધારે ઉચિત છે. આથી **भट्टिदारिए** શબ્દ તજી દીધો છે.

[**વાસ૦**] ધાવમા, ત્યારે એમણે પોતે પદ્મમુખહેનનું માગું કર્યું ?

[**ધાવ**] ના, એમ નથી, કંઈક બીજા કામે એઓ અહીં આવ્યા હતા. એમનું ખીલતું યૌવન, અલૌકિક રૂપ અને અદ્ભુત કળાકૌશલ્ય જોઈ એમના ઉજ્જવળ કુળથી પ્રસન્ન થઈ મહારાજાસાહેબે જ પદ્મમુખા એમને દીધાં.

[**વાસ૦** સ્વગત] એમ છે, ત્યારે તો આર્યપુત્રનો દોષ નહિ.

[ એવામાં [1]બીજી દાસી એકાએક પ્રવેશ કરે છે. ]

[**દાસી**] ચાલો ચાલો, બાસાહેબ ! ‘ આજે જ વિવાહના મંગળ શણગારનો આચાર કરવાનો છે. નક્ષત્ર ઉત્તમ છે. ’ એમ રાણીસાહેબ કહે છે[2].

[**વાસ૦** સ્વગત ] આમ ઊતાવળ થાય છે, ને આમ મારા હૃદયમાં અંધકાર છવાય છે !

[**દાસી**] પધારિયે ભીંતર, બાસાહેબ ! ઘણી ખમ્મા !

[ સહુ જાય છે. ]

---

૧ વિષ્કંભક ૧ માં પદ્માવતીને શોધતી જે દાસી આવે છે, તે જ આ દાસી છે; અને પ્રયોજન પણ આ જ વિવાહના મંગળ શણગારનું છે.

૨ મૂળમાં **अज्ज एव्व** પુનરુક્ત છે અને **सोभणं णक्खत्तं** તથા **कोदुअमङ्गलं कादव्वं** એ બેની વચ્ચે સંયોજક નથી. આ ખામીઓ દૂર કરવા **अज्ज एव्व कोदुअमङ्गलं कादव्वं । सोभणं किल णक्खत्तं त्ति अम्हाणं भट्टिणी भणादि ।** એવો પાઠ લીધો છે.

# સાચું સ્વપ્ન.

## અંક ૩.

[ ચિંતામાં બૂડી ગયેલી વાસવદત્તા પ્રવેશ કરે છે. ]

[**વાસ૦**] **રણવાસના ચોકમાં પદ્માવતીને મ્હેલાચાડી, હું 'પ્રમદવનમાં છું' કહી ઠીક ચાલી આવી. ત્યાં વિવાહનો આનંદોત્સવ મચી રહ્યો છે, તે દરમ્યાન અહીં હું મારૂં દુઃખ હળવું કરીશ. સ્વપ્નમાં એ ન હતું કે આવો વસમો સમય મારે આવશે. એ ભાગ્યમાં લખેલો, બીજું શું ?** [આમતેમ ફરતી] **અહો, ન–બનવાનું બન્યું ! આર્યપુત્ર બદલાઈ ગયા ! શું કહું ? એ મારા આર્યપુત્ર જ ન હોય ! અરે રામ ! એક ઠેકાણે બેસું.** [બેસીને] **ધન્ય છે ચકવીને ! તે પતિના વિજોગે જીવ કાઢે છે. અને હું, પ્રાણ ભાગવાનું કરે છે તેને તજતી નથી ! ઓછા ભાગ્યની હું આર્યપુત્રના દર્શનના લોભે જીવું છું.**

[એવે ફૂલ પત્રની છાબ લઈ એક દાસી આવે છે.]

[**દાસી**] **ક્યાં હશે આર્યા આવંતિકા ?** [આમતેમ જોઈ વળી] **જડયાં, જડયાં, આ બેઠાં એ પ્રિયંગુ વેલના કોટમાં[1]. વગર**

---

૧ મૂળમાં અહીં **सिलावट्टअ** બોલ છે. ચોથા અંકમાં પાછો એ બોલ **सिलापट्टअ** રૂપે મળી આવે છે. આ રૂપમાં **मालविकाग्निमित्र**ના ત્રીજા અંકની ઉક્તિ ૭૯ માં એ વાપરેલો છે. એ ઉક્તિ ઉપરથી એનો અર્થ વિચારવો સ્હેલો હોવાથી તે અહીં આપું છું. **निपु० । भट्टिणी ओलोएदु । परिहासणिमित्तं कहिंवि गूढेण भट्टिणा होदव्वं । इमं पिअङ्गुलदापरिक्खित्तं असोअसिलापट्टअं पविसम्ह ।**. અહીં જોકે પાઠમાં **शिलापट्टक** બોલ જોવામાં આવે છે, તથાપિ કવિને 'પથરાની છાટ [ a stone-slab]' ઇષ્ટ હોય એમ જણાતું નથી. કેમકે **कर्टीकरट** ન્યાયે પથરની છાટમાં પ્રવેશ કરી શકાય નહિ, તેમ જ સંતાઈ પણ રહેવાય નહિ. આથી કાલિદાસ અને ભાસ ઉભયને સંસ્કૃત '**शिलाटक** પુ. વાડો, વાડોલિયું, કોટ [ a fence, an enclosure ]' શબ્દ પ્રયોજ્ય હોય એમ લાગે છે. આ કારણથી **पिअङ्गुसिलाडए** એવો પાઠ કલ્પી અનુવાદ કર્યો છે.

શણગારે પણ એ કેવાં દીપે છે? પડવેની ચંદ્રલેખા ધુમ્મસે છવાય, તેમ એઓ ચિંતાએ ઘેરાઈ શૂન્ય બન્યાં છે. થાઓ ભેટાભેટ. [પાસે જઈ] આર્યા! તમે કયાં ભરાઈ બેઠાં છો? તમને કયારની એ હૂં ખોળું છું. આખૂં પ્રમદવન માથે કરી વળી.

[વાસ૦] કેમ વારૂ? શું કામ છે?

[દાસી] રાણીસાહેબ કહે છે કે આવંતિકા સારા કુળનાં છે, વ્હાલસોયાં છે અને કળાકુશળ છે; માટે એમને હાથે કૌતુક માળા ગૂંથાવી જોઇયે[1].

[વાસ૦] કોને માટે ગૂંથવાની છે?

[દાસી] એમ કેમ પૂછો છો? કોને માટે તે આપણાં પદ્મુબાસાહેબ માટે.

[વાસ૦ સ્વગત] અહા, આ પણ મારે કરવા વારો આવ્યો! દેવોને દયા નથી.

[દાસી] લો, વિચાર કરવા ન રહો[2], આર્યા, વરરાજા મણિમંદિરમાં ન્હાવા બેઠા છે, જલદી ગૂંથો.

[વાસ૦ સ્વગત] [3]અફસોસ, મન બીજામાં વળતું જ નથી. કરવૂં શૂં? [પ્રગટ] ત્યારે વારૂ જોયા કે વરરાજાને?

[દાસી] હા, જોયા, નેત્ર ભરીને નિરખ્યા. અમારૂં હેતાળ ને કૌતુકી હઇયૂં જંપે કે[4]?

---

૧ મૂળમાં **महाकुलप्पसूदा सिणिद्धा णिउणा आवन्तिआ त्ति । इमं दाव कोदुअमालिअं गुह्मदु किल अय्या ।**એમ છે. તે બદલ **कुलप्पसूदा सिणिद्धा णिउणात्ति अय्या आवन्तिआ कोदुअमालिअं गुह्मदु ।** એવો પાઠ લીધો છે. એથી રચના સુશ્લિષ્ટ થાય છે.

૨ અહીં **अलं दाणिं अण्णं चिन्तिअ ।** પાઠ લેઈ અનુવાદ આપ્યો છે.

૩ મૂળમાં અહીં **कहं** છે, તે બદલ કલ્પિત પાઠ **कद्धं** લીધો છે.

૪ મૂળમાં 'પદ્મુબાસાહેબ પ્રત્યેના હેતથી અને અમારા કૌતુકી સ્વભાવથી પ્રેરાઈ અમે જોયા' એવા અર્થના શબ્દો છે. તેનો ભાવાર્થ લેઈ ઉપર અનુવાદ આપ્યો છે.

[વાસ૦] કેવા છે એ ?

[દાસી] આર્યા ! [૧]કહૂં છૂં, તમે માળા ગૂંથવા માંડો પછી.

[વાસ૦] અલી, કહે ને, કહે ને, જોઇને રીઝિયે એવા છે[૨] ?

[દાસી] રીઝયે ? સાક્ષાત કામદેવ છે એમ કહિયે, તો ચાલે. માત્ર એમણે ફૂલનાં ધનુષ ને બાણ સજ્યાં નથી.

[વાસ૦] થયૂં, રહેવા દે હવે[૩].

[દાસી] કેમ રહેવા દેવાનૂં કહો છો ?

[વાસ૦] પરપુરુષની કથા કાને ઓછી સંભળાય, તેટલી ઠીક.

[દાસી] હવે ત્યારે આર્યા માળા ગૂંથી આપો ને. ઝટ કરો.

[વાસ૦] લાવ છાબ. આ માળા ગૂંથી જાણુ[૪]. [ધારીને

---

૧ સમાચાર કહેવાના પછી રાખી દાસી કૌતુકમાળાની ઊતાવળ કરે છે, આથી જ 'અલી, કહે ને, કહે ને' ઇત્યાદિ શબ્દમાં વાસવદત્તાને ફરી પ્રશ્ન કરવો પડે છે. મૂળમાં અહીં **अय्ये भणामि दाव । ण ईदिसो** [પાઠાંતર **तादिसो**] **दिट्ठपुव्वो** । એવો પાઠ છે. આમાંનો **ण ईदिसो** [ પાઠાંતર **तादिसो** ] **दिट्ठपुव्वो** । એટલો અંશ પ્રકરણ વિચારતાં ક્ષેપક લાગે છે. વાસવદત્તાએ પૂછેલા પ્રશ્નના ઉત્તર તરીકે જો એ અંશ કવિને ઇષ્ટ હોત, તો છેડે **त्ति** અવ્યય મૂક્યો હોત; જુઓ દાસીની હવે પછીની ઉક્તિ **सक्कं भणिदुं स सरचावहीणो कामदेवो त्ति** ।. આ અને બીજા કારણને લીધે એ વધારાનો અંશ તજી દીધો છે.

૨ 'એના મ્હો સામૂં જોવાય એવૂં નથી' એમ કહેવામાં તબિયત છેક લથડી ગયાનો ભાવ છે. એથી ઊલટૂં 'જોઇને રીઝિયે' કહેવામાં પ્રકૃતિ કંઇક ઠેકાણે આવ્યાનો અર્થ સમાયો છે. દાસી એમ સમજે છે, કે વત્સરાજ કેવા રૂપાળા છે તે આ મને પૂછે છે.

૩ પોતે જાણવા ઇચ્છેલા વત્સરાજના કુશળસમાચાર ન મળવાથી વાસવદત્તા વાત ટૂંકાવે છે.

૪ મૂળમાં અહીં **आणेहि** । [ **आत्मगतम्** ] **इअं गुह्मामि मन्दभाआ** । એવો અને **इअं गुह्मामि** । **आणेहि दाव** । એવો, એ રીતે બે પાઠ છે.

જોતી][1] આ [2]ઓષધિનૂં નામ શૂં ?

**[દાસી]** સૌભાગ્યવર્ધની.

**[વાસ૦]** એ ઝાઝી ગૂંથીશૂં [સ્વગત]–મારે એ ઠીક ને પદ્માવતીને એ ઠીક[3]. [ થોડીક વાર પછી પ્રગટ ] વારૂ, આ ઓષધિ કઈ ત ?

**[દાસી]** શોકચમર્દની.

**[વાસ૦** [4]તજી દેઈ] એ નહિ ગૂંથિયે.

---

પહેલા પાઠમાં કોઇએ વગર સમજ્યે કાર્પણ્યનો **मन्दभाआ** બોલ ઊમેર્યો છે, તે ઉદાર ભાવવાળી વાસવદત્તાના મુખમાં શોભતો નથી; જુઓ પૃષ્ઠ ૧૦ ની ટિપ્પણી ૧. બીજા પાઠમાં વાક્યો ઊલટપાલટ થયાં છે. આને લીધે વચ્ચે **चेटी–गह्णदु अय्या ।** એવી કલ્પિત ઉક્તિ ઊમેરી ગણપતિ શાસ્ત્રીને મૂળની એક ઉક્તિની ત્રણ ઉક્તિ કરવી પડી છે. એ ક્ષેપક ઉક્તિ કાઢી નાંખી મેં **आणेहि दाव । इअं गुम्हामि ।** એવો અસલ પાઠ યોજ્યો છે.

૧ મૂળમાં અહીં **वर्जयित्वा** અને **आवर्जयित्वा** એમ બે પાઠ વધારામાં છે. તે પૈકી પરિત્યાગના અર્થનો **वर्जयित्वा** પાઠ અહીં અગ્રાહ્ય છે; શાથી કે વાસવદત્તા દાસીને પૂછ્યા વગર એકે પત્ર કે પુષ્પ તજી દેતી નથી. બીજો પાઠ વ્યાકરણની કસોટીમાં ભૂલ ભરેલો માલૂમ પડે છે. એ બંને નકામા ગણી તજી દીધા છે.

૨ મૂળમાં અહીં અને આગળ **ओसहं** છે. પરંતુ ચમત્કારી ગુણને માટે **विशल्या, संजीवनी, अपराजिता** આદિ **ओषधि** પ્રસિદ્ધ છે. તેથી અનુવાદમાં નપુંસકને બદલે સ્ત્રીલિંગનો પ્રયોગ સ્વીકાર્યો છે.

૩ મૂળમાં **इदं बहुसो गुह्मिदव्वं मम अ पदुमावदीए अ ।** એવૂં સળંગ વાક્ય છે; ને તે એક હાથપ્રતમાં સ્વગત અને બીજીમાં પ્રકાશ ગણેલૂં છે. વાસ્તવિક રીતે એ વાક્યના બે ભાગ પડી જાય છે. **इदं बहुसो गुह्मिदव्वं** એટલો પ્રકાશ ભાગ છે; અને **मम अ पदुमावदीए अ** એટલો સ્વગત ભાગ છે. આ અંશ ધીરે બોલવાનો હોવાથી કવિએ વાક્યના ઉત્તર ભાગમાં મૂક્યો છે; સરખાવો **महाभारत**નો સુપ્રસિદ્ધ **अश्वत्थामा हतो गजः ।** એ પ્રસંગ. આ કારણથી **इदं बहुसो गुम्हिदव्वं [स्वगतम्] मम अ पदुमावदीए अ ।** એવો કલ્પિત પાઠ લેઇ અનુવાદ કર્યો છે.

૪ ટિપ્પણી ૧ નો તજી દીધેલો નાટ્યસૂચિરૂપ પાઠ **वर्जयित्वा** અહીં જરૂરનો હોઈ દાખલ કર્યો છે.

**[દાસી]** કેમ વારૂં ?

**[વાસ૦] શોકય તો, કહે છે, મરી ગયાં છે, એટલે એનૂં કામ નથી.**

[ એવે બીજી દાસી શ્વાસભરી પ્રવેશ કરે છે. ]

**[દાસી** બીજી] **આર્યા ! ઝટ કરો, ઝટ કરો. વરરાજા સુવાસણુના સાથમાં રણુવાસના ચોકમાં પધારે છે.**

**[વાસ૦] આ ઝટ.** [ માળા પૂરી કરી બીજી દાસીને ] **લે, બાઈ, આ કૌતુકમાળા.**

[ કૌતુકમાળા લેઈ બીજી દાસી ચાલતી થાય છે[1]. ]

**[દાસી** પહેલી] **આર્યા ! હૂં પણ જઈશ. મારે વરરાજાને માટે [2]વસ્ત્રજોડી લેઈ જવાની છે.**

[ પહેલી દાસી જાય છે. ]

**[વાસ૦]** ગઇઓ બંને[3]. **હવે હું મારૂં દુઃખ હળવૂં કરૂં. સ્વપ્નમાં એ ન હતૂં કે આવો વસમો સમય મારે આવશે. એ ભાગ્યમાં લખેલો, બીજૂં શું ? અહો, ન-બનવાનૂં બન્યૂં ! આર્યપુત્ર બદલાઇ ગયા ! શૂં કહૂં ? એ મારા આર્યપુત્ર જ ન હોય ! પડૂં જઈ પથારીમાં. આંખ મીંચાવા પામે, તો દુઃખ હળવૂં થાય.**

[ જાય છે. ]

---

૧ મૂળની **उभे निष्क्रान्ते ।** એ નાટ્યસૂચિના મેં પ્રકરણુને અનુસરી અનુવાદમાં બે નોખા ભાગ પાડી દીધા છે.

૨ વરરાજા લગનના દિવસથી માંડીને દસ દિવસ સાસરે રહે, ત્યાં સુધી કન્યાની માએ પરણેલા જોડાને પહેરવાને બે બે રાતાં વસ્ત્ર રોજ મોકલવાનો રિવાજ હતો; જુઓ **नागा. । ४ । विष्कम्भक ।**. એ રિવાજનો અહીં નિર્દેશ છે. મૂળમાં **वासो ओणअव्वे** એમ છે. તે વ્યાકરણની દૃષ્ટિએ દૂષિત છે. આથી **वासोजुअं ओणेदव्वं** [સં. **वासोयुगमुपनेतव्यम्** ] એવો અસલ પાઠ કલ્પ્યો છે. ગણપતિ શાસ્ત્રી પહેલા સંસ્કરણનૂં **वासो ओणअव्वे ।** બદલી બીજા સંસ્કરણમાં **सोहणं । अय्ये** એવો કલ્પિત પાઠ ઓઠવે છે.

૩ મૂળમાં **गदा एसा ।** એવો એક વચનવાળો પાઠ છે. પરંતુ જનારી દાસી બે છે, તેથી **गदा एदा** [સં. **गते एते**] । એવો પાઠ કલ્પ્યો છે.

# સાચું સ્વપ્ન.

## વિષ્કંભક ૨.

[ વિદૂષક વસંતક પ્રવેશ કરે છે. ]

[ **વિદૂ૦**] **ધન્ય ભાગ્ય કે વત્સરાજના વિવાહના આ માંગલિક અને રળિયામણા દિવસો દીઠા! હાથેવાળો પણ, વાહ, જેની સાથે મળવો ઇચ્છતા હતા તેની જ સાથે મળ્યો! કોના ખ્યાલમાં પણ આવે કે એવા ભારે દુઃખના વમળમાં સપડાઈ જઈ તેમાંથી નીકળવા પામીશૂં અને આવા સુખી થઈશૂં? આજકાલ હૂં મ્હેલોમાં મ્હાલૂં છૂં, રણુવાસની વાવોમાં ઝીલૂં છૂં અને મ્હોમાં મૂકવાની સાથે મોરમોર થઈ જાય ને [1]ગળે ટાઢો શેરડો પડે એવાં મિષ્ઠાન્ન ઊડાવૂં છૂં; એટલે કે અપ્સરાના વળગાડ વિના ઉત્તર કુરુના ભોગ ભોગવૂં છૂં. એક જ મોટો દોષ છે; ખાઊં છૂં તે બરાબર પચતૂં નથી[2]. પેટમાં ઊંડાળાંગૂંડાળાં[3] વળે**

---

૧ મૂળમાં અહીં **मउर** છે, તેને બદલે **महुर** પાઠ લીધો છે. **मउर** પાઠ લેખકદોષથી માથે ભાગ્યો છે.

૨ મૂળમાં **सुपच्छदणाए सय्याए णिद्दं ण लभामि, जह वादसोणिदं अभिदो विअ वत्तदित्ति पेक्खामि । भो सुहं णामयपरिभूदं अकलुवत्तं च ।** એવો પાઠ છે. તેને ઠેકાણે **वादसोणिदं अभिदो वत्तदित्ति सुपच्छदाए सय्याए वि णिद्दं ण लभामि । पेक्खामि भो सुहं णामयपरिभूदं अकलुवत्तं अ ।** એવો કલ્પિત પાઠ લીધો છે. ચાદરના અર્થમાં **प्रच्छदना** નહિ, પણ **प्रच्छद** બોલ છે; જુઓ અંક ૫, શ્લોક ૪, **शय्या......न व्याकुलप्रच्छदा.** વળી **जह** બોલ **त्ति** અવ્યયે પુનરુક્ત બને છે. ગૌણ ને મુખ્ય વાક્ય ઊલટપાલટ થયાથી **वि** બોલ પણ સ્થાનભ્રષ્ટ અને રૂપભ્રષ્ટ થયો છે.

૩ મૂળમાં અહીં **वादसोणिदं [सं. वातशोणितम्]** છે. અજીર્ણને લીધે જે વાયુની અને લોહીની વિક્રિયા, તેને માટે એ હોય એમ લાગે છે. પેટમાં ગૂંડાળાં વળે વગેરે વાયુની વિક્રિયા. શરીરે ઢીમણાં થઇ ચૂંટ આવે વગેરે લોહીની વિક્રિયા. વિશેષ હકીકત માટે જુઓ **शब्दकल्पद्रुम.**

**છે, તેથી હાથ મૂકિયે ને સરી જાય એવાં બિછાનાં છે છતાં પણ અણમીંચી આંખે જ વ્હાણું વાય છે. [1]અફસોસ, રોગના ઝડાકા અને અન્નના કડાકા એ વેઠવા, એ તો ભૂંડું !**

[ એવે પદ્માવતીની દાસી પ્રવેશ કરે છે. ]

**[દાસી] આર્ય વસંતક ક્યાં ? એમનો કેમ કંઈ પત્તો નથી લાગતો ?** [ આમતેમ ખોળતી ] **અહો, આ રહ્યા.** [ પાસે જઈ ] **આર્ય ! ક્યારની એ હૂં તમને ખોળૂં છૂં.**

**[વિદૂ૦] કેમ, બાઇ, મને શા માટે ખોળો છો ?**

**[દાસી] તમે ન્હાયા ? પદ્મબાસાહેબે પૂછાવ્યું છે[2].**

---

૧ મૂળમાં અહીં **भो** [ સં. **भोः** ] બોલ છે; તે વિષાદવાચક છે; જુઓ **मेदिनी । भोस्तु संबोधनविषादयोः ।**

૨ મૂળમાં **अय्याणं भट्टिणी भणादि । अवि ह्णादो जामादुओ त्ति ।** એવી ઉક્તિ છે. અહીં પીરસેલો થાળ આણવા બાબત પ્રશ્ન છે. એ થાળ કોણ મોકલે છે ને કોના માટે ? રાણી પૂછાવે છે તેથી રાણી મોકલનાર છે, અને પૂછપાછ જમાઇ ન્હાયા કે નહિ તેની છે તેથી થાળ જમાઇને માટે છે, એમ ઉક્તિ ઉપરથી સમજાય છે. જમાઇ તે અલબત્ત વત્સરાજ; અને રાણી તે મહારાજ દર્શકનાં પત્ની હોવાં જોઇયે. આ રીતે જો જમાઇ માટે પ્રશ્ન હોય, તો **सव्वं आणेदु भोदी वज्जिअ भोअणं** એમ વિદૂષકે બાધે-ભારે ભોજનનો નિષેધ કરવો વાજબી નથી. 'ભલે, વત્સરાજ માટે આણો, મારે માટે ન આણશો' એમ કહ્યું હોત, તો હરકત ન હતી. ખરૂં જોતાં વિદૂષક સંબંધમાં જ ન્હાયા ન–ન્હાયાનો પ્રશ્ન છે, અને ભોજન આણવાનું છે તે પણ તેના જ માટે. જો વત્સરાજ માટે અથવા વત્સરાજ અને વિદૂ-ષક એને માટે તે આણવાનું હોત, તો 'કેમ તમે જમાઇ માટે ભોજન આણવાની ના પાડો છો ?' એવો દાસીએ પ્રશ્ન કર્યો હોત. ભોજન મોક-લનાર દર્શકની રાણી નથી, પણ પદ્માવતી છે. આગળ ચોથા અંકમાં **अअं अ महन्तो गुणो, कहिं णु खु गदो अय्यवसन्तओ त्ति सिणि-द्धेण भोअणेण मं पच्चुग्गच्छादि ।** એમ જે પદ્માવતીના વખાણમાં વિદૂ-ષક કહે છે, તેના પૂર્વસૂચન માટે કવિએ મૂળમાં **प्रवेशक** મૂક્યો છે. પ્રેક્ષક જનની ગમ્મત માટે પદ્માવતીએ મોકલેલી મીઠાઇ ખાઈ ખાઈ વિદૂષકને અજીર્ણવિકાર થયેલો વર્ણવ્યો છે. એ વિક્રિયાને લીધે વિદૂષક લાચારીએ

[વિદૂ૰] શા માટે [1]બાસાહેબે પૂછાવ્યું છે!

[દાસી] [2]મિષ્ટાન્નનો થાળ તમારે ખાવા આણું, એટલા માટે.

[વિદૂ૰] હા, [3]હું ન્હાયો છૂં. સઉ કંઈ લાવો, ભલે, ભોજન સિવાય.

---

દાસીને ભોજન લાવવાની ના પાડે છે. આવી સમજથી પ્રસ્તુત અને પછીની ઉક્તિના પાઠ ફેરવવા પડયા છે. અહીં **अह्माणं भट्टिदारिआ भणादि अवि ण्हादो भवंति।** પાઠ લીધો છે. ગણપતિ શાસ્ત્રીએ છાપ્યા છે તે પાઠ કબુલ રાખવાથી મૂળનો **प्रवेशक** અર્થોપક્ષેપક મટી જાય છે. કેમકે વત્સરાજ અને પદ્માવતી પરણ્યાં, તે તો ત્રીજા અંકથી નિર્દિષ્ટ જ છે. વત્સરાજ પુષ્પચંદન ધારણ કરનાર છે તેનું સૂચન **प्रवेशक**થી કર્યું છે એમ કોઇ કહે, તો એ સૂચન ઇષ્ટ જ નથી; શાથી જે ચોથા અંકના સંવિધાનમાં તે કંઇ પણ ઉપયોગી ભાગ ભજવતું નથી. આથી કલ્પિત પાઠ લીધા વગર સિદ્ધિ નથી.

૧ મૂળમાં **भोदी** છે, તે બદલ **तत्तभोदी** [ સં. **तत्रभवति** ] પાઠ લીધો છે,

૨ મૂળમાં **सुमणावण्णअं आणेमित्ति ।** છે. **चेटी**ની પૂર્વગત ઉક્તિમાં **भवं**ને ઠેકાણે ભૂલ ભરેલો **जामादुओ** પાઠ મૂકાયો તેના પરિણામે આ અપપાઠ ઉત્પન્ન થયો જણાય છે. ન્હાયા પછી રાજા ચંદન ચર્ચે છે અને ફૂલના હાર ધારણ કરે છે, તે વાત સારી રીતે જાણીતી છે. જુઓ **विक्रमो. । अङ्क ५ । प्रवेशक ।**. પરંતુ અહીં રાજાનાં અનુલેપન અને માલ્યનો પ્રશ્ન જ નથી. સવાલ તો વિદૂષકને માટે મિષ્ટાન્નનો છે. આથી **सुसमिद्धं अण्णं** [ સં. **सुसमृद्धमन्नम्** ] એવો કલ્પિત પાઠ લેવો પડયો છે. સરખાવો **दरिद्रचारुदत्त**ની **स्थापना**ના સમાપ્તિશ્લોકમાં **सुसमिद्धं भत्तं**.

૩ મૂળમાં **ह्लादो तत्तभवं ।** છે, તે ભૂલ છે. અસલ પાઠ હું **ण्हादो भवं** [ સં. **स्नातोऽभवम् ]।** લેઉં છું. એમાંથી **ह्लादो तत्तभवं ।** અપપાઠ શી રીતે ઉત્પન્ન થયો, તે સમજી શકાય એમ છે. પૂર્વની વિદૂષકની ઉક્તિમાં **तत्तभोदी**ને બદલે હાથપ્રતમાં **भोदी** લખાયું હશે; ને **तत्त** એ બે અક્ષર પડી ગયા હશે, તે પછીથી બાજુ ઉપર કોરા ભાગમાં લખવામાં આવ્યા હશે. આ બે અક્ષર ભૂલથી પ્રસ્તુત ઉક્તિમાં ઉમેરાયા હશે. **तत्त** સ્થાનકભ્રષ્ટ થઇ **तत्तभवं** પાઠ અસ્તિત્વમાં આવતાં દાસીની **अम्हाणं भट्टिदारिआ भणादि । अवि ण्हादो भवंति ।** એ ઉક્તિમાં **भवं** [સં. **भवान्** ] બદલાઇ **जामादुओ** અને **भट्टिदारिआ** [ સં. **भर्तृदारिका** ] બદલાઇ **भट्टिणी** પાઠ પ્રગટયા જણાય છે.

**[દાસી]** આ તો આર્ય ખાવાની ના પાડો છો ! એમ કેમ ?

**[વિદૂ૦]** અરે બાઈ ! [1]કાગડાનો ડોળો જેમ જમણી આંખથી ડાબીમાં અને ડાબીથી જમણીમાં ફરે છે, તેમ દુર્ભાગ્યે કાંક પેટના જમણા પાસાથી ડાબામાં અને ડાબાથી જમણામાં ગબડ્યા કરે છે ! ઓય રે ?

**[દાસી** [2]આડું જોઈ અલગ] સદા ય એવું હજો. એ જ દાવના છો તમે.

**[વિદૂ૦]** માટે જાઓ, બાઈ, આજે કંઈ ન જોઇયે. હું મહારાજની હજુરમાં જાઊં છું.[3]

[બંને જાય છે.]

---

૧ મૂળમાં **कोइल्लाणं** પાઠ છે. પરંતુ કોકિલને તો બે આંખના બે ડોળા હોય છે; એકનો એક ડોળો કંઇ એક આંખથી બીજી આંખમાં ફરતો નથી. એક જ ડોળો તો માત્ર કાગડાને છે એમ કહેવાય છે. રામચંદ્ર પંચવટીમાં રહેતા હતા ત્યારે કાગડાએ સીતાજીની છાતીએ ચાંચો મારી હતી. તે વખતે રામચંદ્રે તેને ઇષિકાનો પ્રહાર કર્યો હતો. તેનાથી કાગડાનો એક ડોળો ફૂટી ગયો હતો. આ કારણથી કાગડાને એક જ ડોળો હોય છે ને તે જરૂર પડે તેમ જમણી ડાબી આંખમાં ફેરવે છે, એવી ખ્યાતિ છે. આથી કાગડાને **एकदृश्** [ જુઓ હેમાચાર્યકૃત **अभिधानचिन्तामणि** ] કહે છે. હકીકત આમ હોવાથી **काओलाणं, काअलाणं** કિંવા **काअआणं** એવો કલ્પિત પાઠ યોજ્યો છે. કાગડાને **काक** અને દ્રૂમકાગડાને સંસ્કૃતમાં **काकोल** કે **काकल** કહે છે.

૨ મૂળમાં આ પ્રકાશોક્તિ છે. પરંતુ દર્શક મહારાજની દાસીએ જમાઇના મિત્ર સાથે બે ત્રણ દિવસના જ સહવાસમાં આટલી છૂટ લેવી કદાચ યોગ્ય ન ગણાય. આથી પ્રસ્તુત ઉક્તિને **अपवारितक**ની કોટિની ગણી નાટયસૂચિ ગાંઠની ઉમેરી છે.

૩ 'આજે કાંઇ ન જોઇયે' એટલો અંશ અનુવાદમાં વધારાનો છે, તે અર્થની સ્પષ્ટતા સારૂં ઉમેર્યો છે. મૂળમાં **अहं वि** છે. તે બદલ માત્ર **अहं** પાઠ સ્વીકાર્યો છે.

# સાચું સ્વપ્ન.

## અંક ૪.

[રાજકુમારી પદ્માવતી, આવંતિકાના વેષમાં વાસવદત્તા અને દાસી પ્રવેશ કરે છે.]

**[દાસી]** કેમ પ્રમદવન પધાર્યાં, બાસાહેબ ?

**[પદ્મા૦]** સખી ! આ શેફાલિકાના છોડ ફૂલ્યા ન-ફૂલ્યા જોવા આવી છું.

**[દાસી]** ઓહો, બાસાહેબ, એના ઉપર તો ફૂલની માંજરો ઝુકી રહી છે, જાણે પરવાળાની માળાસ્તો[1] !

**[પદ્મા૦]** અલી, ફૂલો ઝુકી રહ્યાં જુએ છે ને લાવતી તો છે નહિ !

**[દાસી]** અબઘડી વીણી લાવી[2]. આ આરસની બેઠકે બાસાહેબ જરા વિશ્રામ લો.

**[પદ્મા૦]** આર્યા ! અહીં બેસીશું ?

**[વાસ૦]** ભલે, બહેન, બેસિયે.

[ બંને બેસે છે. ]

**[દાસી** હાથમાં ફૂલસાથે] જુઓ, જુઓ, બાસાહેબ, આ

---

૧ મૂળમાં **ताणि कुसुमिदाणि णाम, पवालन्तरिदेहिं विअ मोत्तिआळम्बएहिं आइदाणि कुसुमेहिं ।** એવો પુનરુક્તિગ્રસ્ત ને ભ્રષ્ટ પાઠ છે. શેફાલિકા એટલે નગોડને ઝીણાં રતુમડાં ફૂલની માંજર બેસે છે; જુઓ પૃષ્ઠ ૨૧ની ટિપ્પણી. એ ફૂલને હર્ષ પરવાળાં સાથે સરખાવે છે; જુઓ **प्रियदर्शना** ॥૨॥ શ્લો ૨ ॥. આગળ દાસીની ઉક્તિ આવે છે, તેમાં એ ફૂલ મનશીળના કકડા જેવાં કહ્યાં છે; એ જોતાં મોતી સાથે સરખામણી અજુગતી છે. આમ હોવાથી **ताणि पवालालम्बेहिं विअ आइदाणि कुसुमेहिं** એવો કલ્પિત પાઠ યોજ્યો છે.

૨ મૂળમાં **अहं वि** છે, તે બદલ માત્ર **अहं** પાઠ લીધો છે જુઓ પૃષ્ઠ ૩૧ ની ટિપ્પણી ૩;

ખોબો ભરીને ફૂલ લાવી. સાચે, જાણે એ મનશીળના કટકા[1] હોય એવાં દેખાય છે !

[પદ્મા૦] અહાહા ! ફૂલોની શોભા કંઈ અનેરી જ છે ! જુઓ, જુઓ, આર્યા !

[વાસ૦] અહો ! શાં સુંદર દીપે છે એ !

[દાસી] વધારે વીણી લાવું, બાસાહેબ ?

[પદ્મા૦] ના, નથી વીણવાં[2].

[દાસી] કેમ ના પાડો છો ?

[પદ્મા૦] આર્યપુત્ર આવનાર છે, તે આ ફૂલનો બહાર જુએ અને વખાણે[3] એટલા માટે.

[વાસ૦] બહેન, તમને ભર્તા બહુ વ્હાલા છે.

[પદ્મા૦] આર્યા ! મને એમના વિના જાણે ચેન જ પડતું નથી[4].

---

૧. મૂળમાં **मणसिळापट्टएहिं** [ સં. **मनःशिलापट्टकैः** ] પાઠ છે. પરંતુ મનશીળની પાટો કે છાટો જાણવામાં છે નહિ. વળી નગોડની માંજરની સરખામણી છાટ કે છીપર સાથે ઘટે પણ નહિ. આ સંજોગમાં **मणसिलावण्टएहिं** [ સં. **मनःशिलावण्टकैः** ] પાઠ લીધો છે. કડકાના અર્થમાં **वण्टक** બાબત જુઓ **अमरकोश** ।૨।૧૦।૯૧।. ણકારના બદલાનું અનુસ્વાર ઊડી જવાથી અવશિષ્ટ **मणसिलावटएहिं** નો કોઇએ અજ્ઞાનથી **मणसिळावट्टएहिं** પાઠ ઘડી કાઢ્યો હશે.

૨ મૂળમાં **अवाचिणुअ** [ સં. **अवचित्य** ] છે. તે બદલ **अवचिणु** [ સં. **अवचिनु** ] પાઠ લીધો છે.

૩ મૂળમાં **अय्यउत्तो इह आअच्छिअ इमं कुसुमसमिद्धिं पेक्खिअ संमाणिदा भवेअं।** એવો પાઠ છે. તેમાં વ્યાકરણદોષ અને અર્થદોષ પણ છે. આથી **अय्यउत्तेण इह आगच्छिअ इअं कुसुमसमिद्धी पेक्खिअ संमाणिदा भवे** [ સં. **आर्यपुत्रेण इह आगत्य इयं कुसुमसमृद्धिः प्रेक्ष्य संमानिता भवेत्** ]। એવો કલ્પિત પાઠ યોજ્યો છે.

૪ મૂળમાં **ण आणामि । अय्यउत्तेण विरहिदा उक्कण्ठिदा होमि।** એવો પાઠ છે, તે બદલ **णं जाणामि अय्यउत्तेण विणा उक्कण्ठिदा होमि** [ સં. **ननु जानामि आर्यपुत्रेण विना उत्कण्ठिता भवामि** ]। એવો કલ્પિત પાઠ લીધો છે.

[વાસ૦ સ્વગત] ખરે જ, આર્યપુત્રના વિના હૂં જે મહાકષ્ટે રહૂં છૂં, તે મારૂં મન જાણે છે. તેથી એ કહે છે, તે સત્ય જ કહે છે[1].

[દાસી] બાસાહેબે ઠીક કહ્યૂં. એમને ભર્તા બહુ વ્હાલા છે[2].

[પદ્મા૦] મારા મનમાં સ્હેજે એક વિચાર આવે છે,

[વાસ૦] શો[3] ?

[પદ્મા૦] કે આર્યપુત્ર મને જેટલા વ્હાલા છે, તેટલા જ શૂં એ આર્યા વાસવદત્તાને પણ વ્હાલા હશે ?

[વાસ૦] તેટલા જ નહિ, વધારે.

[પદ્મા૦] તમે શા ઉપરથી કહો છો કે વધારે ?

[વાસ૦ સ્વગત] અરે ! આર્યપુત્રના સ્નેહે વધારે પડતૂં બો-લાઈ ગયૂં ! હશે. છાવરી વાળૂં છૂં. [પ્રગટ] ઓછા વ્હાલા હોય, તો એમના માટે એ માબાપને તજે નહિ.

[પદ્મા૦] બરાબર.

[દાસી] તો, બાસાહેબ, તમે પણ વીણાં શીખવવા એમને કહો ને.

[પદ્મા૦] મેં કહ્યૂં હતૂં.

[વાસ૦] ત્યારે એમણે શૂં કહ્યૂં ?

[પદ્મા૦] કંઈ નહિ. ઊંડો નીસાસો મૂકી મ્હો સીવી બેસી રહ્યા.

[વાસ૦] શાથી એમ કર્યૂં હશે ? તમે શૂં ધારો છો ?

[પદ્મા૦] એ જ કે આર્યપુત્રને આર્યા વાસવદત્તા સાંભરી

---

૧ મૂળમાં **इअं वि णाम एव्वं मन्तेदि ।** છે, તે બદલ **इअं सच्चं एव्व मन्तेदि** [ સં. **इयं सत्यमेव मन्त्रयते ।**] એવો પાઠ લેઈ અનુવાદ આપ્યો છે.

૨ મૂળમાં **पिओ मे भत्ता त्ति ।** છે, તે બદલ **पिओ से भत्ता** [ સં. **प्रियः अस्याः भर्ता** ]। એવો પાઠ લીધો છે.

૩ મળમાં **किं किं ।** પાઠ છે. એમાં વ્યાકરણદોષ છે. તેથી **को विअ** [ સં. **क इव** ] । પાઠ લેવો પડ્યો છે.

આવ્યાં તેને લીધે દૂમો ભરાયો, તે મારા સમક્ષ એમણે દક્ષિણ-પણે દાબી રાખ્યો.

[વાસ૦ સ્વગત] અહા, એમ હોય[1], તો તો ખરેખર હૂં પોતાને ધન્ય ગણૂં છૂં.

[ એવે રાજા વિદૂષક સાથે પ્રવેશ કરે છે. ]

[વિદૂ] આમ પધારિયે, મિત્ર! અહાહા! માર્ગમાં [2]તાજાં ખીલેલાં બપોરિયાં ખરી વેરાયાથી પ્રમદવન શૂં સરસ શોભે છે!

[રાજા] આવૂં છૂં, મિત્ર, [3]ખેંચાયો જ આવૂં છૂં.

[ શાર્દૂલવિક્રીડિત. ]

પૂર્વે ઉજ્જયિની જવૂં થયૂં હતૂં ફંદે ફસી; ત્યાં સ્મરે,
વીંધ્યો'તો કુંવરીતણા દરસને પાંચે શરે અંતરે.
સાલે છે હજુ એહઃ ને અવ થયો ઘા આ અનેરો ઉરે.
એ શૂં? છે રતિરાજ પંશચર ને આ કેમ છટ્ઠો શરે? ૧

[વિદૂ૦] રાણીસાહેબ હવે ક્યાં હશે? મોતિયા મોગરાની વેલના માંડવામાં બિરાજતાં હશે? ભમરાએ ભરચક ફૂલોવાળા, વાઘચંમરે છાયેલા શા બીયાના કોટમાં[4] બેઠાં હશે? મહમહ

---

૧ મૂળમાં **जदि एव्वं सच्चं भवे ।** એવો પાઠ છે. તેમાં **एव्वं** અને **सच्चं** સાથે વાપર્યાં છે, તે ભૂલ છે. તે સુધારી **जदि एव्वं भवे ।** એમ પાઠ લીધો છે.

૨ મૂળમાં **नवांविबोहधिअ** પાઠ છે. તે લેખકદોષથી દૂષિત છે. ભૂલ સુધારી **नवविबोहिअ** [ સં. **नवविबोधित** ] પાઠ લીધો છે. **पच्चिम-पडिअ** પાઠાંતર નિકૃષ્ટ હોવાથી સ્વીકાર્યૂં નથી.

૩ 'ખેંચાયો જ આવૂં છૂં' એટલો અંશ આગામી શ્લોક ઉપર દૃષ્ટિ રાખી વધારાનો ઉમેર્યો છે.

૪ મૂળમાં **लदामण्डवं गदा भवे, उदाहो असणकुसुमसंचिदं वग्घचम्मावगुण्ठिदं विअ पव्वद्तिलअं णाम सिळापट्टअं गदा भवे,** એવો પાઠ છે. અમુક વેલનો માંડવો કહેવા બદલ વેલનો માંડવો કહેવો એ દેખીતી ભૂલ છે. પ્રમદવનમાં તો ઘણા એ વેલના માંડવા હશે. તે પૈકી કઈ વેલનો માંડવો, તે કહેવાની જરૂર છે. વળી **सिलाडअं** [ સં. **शिलाटकम्** ] ને બદલે **सिळापट्टअं** [ સં. **शिलापट्टकम्** ] નો પ્રયોગ છે, તે પણ ભૂલ

**થતી[1] સાદડની કુંજમાં પધાર્યાં હશે? કે કોરી કાઢેલાં અનેક પશુપંખીવાળા કાષ્ઠના ક્રીડાપર્વતે સિધાવ્યાં હશે?** [ઊંચે આકાશ તરફ દૃષ્ટિ ખેંચાતાં] **અહો! આ શું? સારસની લાંબી હારની હાર લાગી રહી છે[2]! શરદ ઋતુના સ્વચ્છ શ્યામ આકાશમાં, જાણે જમુનાંજીને ભેટવા બળદેવ ભગવાને હાથ[3] લાંબા કર્યા હોય તેવી એ શી મઝાની દેખાય છે? જુઓ તો, જુઓ તો.**

[**રાજા**] જોઈ, ભાઈ. અહાહા!

---

ભરેલો છે; જુઓ પૃષ્ઠ ૨૩ ની ટિપ્પણી ૧. વળી માધવીના મંડપનું વિશેષનામ નથી, સાદડની કુંજનું નથી અને કાષ્ઠના ક્રીડાપર્વતનું પણ નથી: તે જોતાં કવિએ બીયા [**असन**]ના કોટનું વિશેષનામ આપ્યું સંભવતું નથી, એટલે **पव्वदातिलअं** પાઠ પણ ભ્રમમૂલક છે. બીયાનો કોટ વેગળેથી જાણે વાઘચંમરે છાઈ લીધો હોય એવો દેખાય છે એમ જે કહ્યું છે, તે ઉત્પ્રેક્ષાના બે અંશ છેઃ—પીળી ભોંય ને કાળા પટા. બીયાનાં ફૂલ પીળા રંગનાં હોવાથી તે પીળી ભોંયને ઠેકાણે છે. કાળા પટાને ઠેકાણે, હોય તો, ભમરા હોઈ શકે. આવી વસ્તુસ્થિતિમાં **माहवीलदामण्डवं गदा भवे, उदाहो कुसुमसंचिदं महुव्वदकलिदं वग्घचम्मावगुण्ठिदं विअ असणसिलाडअं गदा भवे** [ સં. **माधवीलतामण्डपं गता भवेत्, उताहो कुसुमसांचितं मधुव्रतकलितं व्याघ्रचर्मावगुण्ठितामिवासनाशिलाटकं गता भवेत्** ], એવો કલ્પિત પાઠ યોજ્યો છે. પ્રમદવનનો પ્રસિદ્ધ માંડવો જાણવા પ્રમાણે માધવીમંડપ જ છે.

૧ મૂળમાં **अधिअकडुअगन्धसत्तच्छदवणं** એવું સળંગ પદ છે. તે બદલ **अधिअकडुअगन्धं सत्तच्छदवणं** પાઠ લીધો છે.

૨ મૂળમાં **समाहिदं** પદ છે, તેના ઉપરથી સળંગપણાનો ભાવ આણ્યો છે.

૩ મૂળમાં **पसाअअ** પાઠ છે. તે અર્થરહિત છે. તેને ઠેકાણે ગણપતિ શાસ્ત્રી **पसादिअ** [ સં. **प्रसादित**] અને નારાયણ તથા શ્યામસુંદર મૈથિલ **पसाधिद** [ સં. **प्रसाधित** ] પાઠ કલ્પે છે. ઉપરના અનુવાદમાં **पसारिअ** [ સં. **प्रसारित** ] પાઠ લીધો છે.

[ વસંતતિલકા. ]

સપ્તર્ષિના શકટ તુલ્ય વળંતી વાંકી,
ઊંચી ચડંતી, નમતી, સમસૂત્ર પાંખી,
નિર્મુક્ત નાગ સમ શ્યામલ અંતરિક્ષે
એ છેદની ધવળ લીક [1]શી દીર્ઘ દીસે! ૨

[**દાસી**] જુઓ, જુઓ, બાસાહેબ, આ [2]પુંડરીકની માળા સરખી સારસની લાંબી લાંબી હાર. [રાજા ઉપર દૃષ્ટિ પડતાં] બાસાહેબ, બાસાહેબ, ભર્તા પધારે છે.

[**પદ્મા૦**] હા ને, સખી, આર્યપુત્ર પધારે છે. પણ, બહેન, તમારે લીધે છતાં નથી થવૂં. માટે આવો આ માધવીમંડપમાં.

[**વાસ૦**] હા, ચાલો.

[ ત્રણે માંડવામાં પેસી જાય છે. ]

[**વિદૂ૦**] રાણીસાહેબ અહીં આવી આટલામાં કહીંક ગયાં જણાય છે.

[**રાજા**] તૂં શા ઉપરથી કહે છે કે આવી ગયાં છે?

[**વિદૂ૦**] જુઓ આ શેફાલિકાના છોડ. એનાં ફૂલ તાજાં ચૂંટી લીધાં છે.

[**રાજા**] અહાહા, વસંતક, [3]ફૂલોની શોભા કંઇ અનેરી જ છે!

[**વાસ૦** સ્વગત] વસંતકનૂં નામ લેતાં, જાણે હૂં અત્યારે ઉજ્જયિનીમાં જ છૂં, એમ થાય છે.

---

૧ બ્હેર મૂકતા પહેલાં લાકડે ખડીની કે રંગીની દોરી મારવાના રિવાજનો અહીં નિર્દેશ છે. બ્હેર [ છેદ ] મૂકવાને કાળા આકાશમાં ધોળી ખડીની લીટી દોરી હોય, તેવી સારસની હાર લંબાય છે ત્યારે દેખાય છે.

૨ મૂળમાં **कोकणदमाळापण्डररमणीअं** છે, તે બદલ **पुण्डरीअमालारमणीअं** પાઠ લીધો છે. અહીં **पुण्डरीअमाला**નૂં કદાચ **मालापण्डर** થઈ ગયૂં હોય. પરંતુ **कोकणद** શબ્દ શી રીતે ઘુસ્યો, તે કહી શકાતૂં નથી.

૩ મૂળમાં **अहो विचित्रता कुसुमस्य ।** એમ છે; તેને પૂર્વગત **अहो विचित्तदा कुसुमाणं** સાથે સરખાવી **कुसुमस्य**ને ઠેકાણે **कुसुमानाम्** વાંચી અનુવાદ કર્યો છે.

**[રાજા]** મિત્ર, આ આરસની બેઠકમાં જ પદ્માવતીની વાટ જોઇયે.

**[વિદૂ૦]** હા, જી, તેમ કરિયે. [ જરાક બેસી ઊભો થઇ ] આ શરદ ઋતુનો સખત તાપ ખમવો મુશ્કેલ છે. આવો પેલા માંડવામાં.

**[રાજા]** ભલે, થા આગળ.

**[વિદૂ૦]** તૈયાર.

[ આગળ વિદૂષક અને પાછળ રાજા, એમ બંને બેઠક છોડી માંડવા તરફ ચાલવા માંડે છે ]

**[પદ્મા૦]** અરે ! આર્ય વસંતક તો ગોટાળો કરવા બેઠા ? શૂં કરીશૂં ?

**[દાસી]** હૂં [1]એમને રોકૂં, બા સાહેબ ? આ ભમરાના ભારથી નમેલી[2] ડાળી હલાવૂં, એટલી વાર.

**[પદ્મા૦]** હા, હા, એમ કર.

[દાસી ડાળી હલાવી ભમરા ઊડાડે છે.]

**[વિદૂ૦]** ઓ બાપ રે ! જોજો મિત્ર આવતા.

**[રાજા]** કેમ ? શૂં છે ?

**[વિદૂ૦]** [3]ભૂત જેવા ભમરા વળગે છે !

**[રાજા]** બસ, આવતો રહે, આવતો રહે. એ ભમરાને છેડ નહિ.

[ ગાથા. ]

મધુમદમત્ત મધુપ છે. મધુપી વળગી રહી વિવશ તેને.

---

૧–૨ મૂળમાં **एदं महुअरपरिळीणं ओळम्बलदं ओधूय भट्टारं वारइस्सं ।** એમ છે. અહીં દાસી વેલની ડાળ હલાવી ભમરા ઊડાડે છે તે વિદૂષકને જ ભડકાવવાને અને રોકવાને. **वारइस्सं**ના કર્મ તરીકે કવિએ **एदं** પદ આરંભમાં જ મૂક્યૂં છે, ને તે વિદૂષકને માટે છે. તેને કોઇએ **लदं**નૂં વિશેષણ ગણ્યૂં લાગે છે, અને **वारइस्सं**ના કર્મ તરીકે **भट्टारं** પદ પોતાની તરફથી ઊમેર્યૂં જણાય છે. આથી અહીં **एदं परिलीणमहुअरं ओलम्बमाणं लदं ओधूय वारइस्सं** [ સં. **एतं परिलीनमधुकराम् अवलम्बमानाम् लताम् अवधूय वारयेयम्**] એવો પાઠ યોજી અનુવાદ આપ્યો છે.

૩ મૂળમાં ગાળના બોલ છે, તે ન મૂકતાં 'ભૂતના જેવા' એ શબ્દ અહીં વાપર્યા છે.

**આગે નડી પ્રિયાનો વિજોગ ન કરાવ તૂં એને[2]. ૩**
**અહીં જ બેસીશું.**

[**વિદૂ૦**] આ આવતો રહ્યો. હાશ.

[ બંને બેસે છે. ]

[**દાસી** સ્વગત] આ તો અંતરાયાં! વસમૂં થયૂં[3].

[**પદ્મા૦** સ્વગત] આર્યપુત્ર બેઠા. ઠીક થયું.

[**વાસ૦** સ્વગત] આર્યપુત્રની પ્રકૃતિ સુધરી. સારૂં થયૂં.

[ વાસવદત્તાની આંખમાં હર્ષનાં આંસૂ આવે છે. ]

---

૧ આગે એટલે મંડપમાં આગ કરીને, પ્રવેશ કરીને, પેસીને. આગ શબ્દનો બીજો અર્થ લાગુ થાય છે. એ અર્થમાં લાવાણકના અગ્નિદાહનો વૃત્તાંત અહીં ગર્ભિત છે. શ્લેષબળે, 'જેમ લાવાણકની આગે મને વાસવદત્તાનો વિયોગ પડાવ્યો, તેમ તારા આગે તૂં ભમરાને ભમરીનો વિયોગ ન પડાવ', એવી ઉપમાનો ધ્વનિ ઊપજે છે. મૂળમાં ઉપમા ઉક્ત છે.

૨ દાસી એમ ધારતી હતી, કે વત્સરાજ અને વિદૂષક પાછા બેઠકમાં જઇને બેસશે. પણ તેમ ન કરતાં તેઓ તો માંડવાના મારગમાં જ બેઠા. આથી દાસીના મુખમાંથી ઉપર પ્રમાણે વચન નીકળે છે. 'વસમૂં થયૂં' એ બોલ વિષાદનો ભાવ સ્પષ્ટ કરવા અનુવાદમાં ગાંઠના ઊમેર્યા છે. મૂળમાં આ ઉક્તિ અહીં નથી; પરંતુ દાસીની આગામી ઉક્તિ સાથે નીચે પ્રમાણે જોડાયલી માલૂમ પડે છે: **चेटी—भट्टिदारिए रुद्धा खु ह्म वयं। भट्टिदारिए सस्सुपादा खु अय्याए दिट्ठी।** આ પાઠ પ્રમાણે બંને વાક્યો દાસીએ પદ્માવતી પ્રત્યે કહ્યાં ઠરે છે. પરંતુ પદ્માવતી ઉત્તરમાં કંઈ કહેતી નથી, તેથી પહેલું વાક્ય ખાસ કરીને પદ્માવતી પ્રત્યે કહ્યૂં લાગતૂં નથી. ભયના ફડફડાટમાં દાસીએ એ વાક્ય મન સાથે કહ્યૂં જણાય છે. ક્ષુદ્ર પાત્રની એ ભયની ઉક્તિને આ કારણથી અનુવાદમાં પ્રથમ સ્થાન આપ્યૂં છે ને ત્યારપછી પદ્માવતીના પરિતોષની અને વાસવદત્તાના હર્ષની ઉક્તિઓ મૂકી છે. કલ્પિત પાઠ **चेटी (आत्मगतम्) रुद्धा खु वयं।** એવો લીધો છે. મુદ્રિત પાઠમાંનૂં બીજૂં વાક્ય પણ દાસીએ પદ્માવતી પ્રત્યે કહ્યૂં હોય એમ નથી જણાતૂં. ઉત્તર વાસવદત્તા વાળે છે, તેથી તે વાસવદત્તા પ્રત્યે કહ્યૂં હોવૂં જોઇયે. આ કારણથી પહેલા **भट्टिदारिए** પદની પેઠે બીજૂં **भट्टिदारिए** પદ પણ તજી દેવૂં પડે છે.

**[દાસી]** કેમ વારૂં આર્યાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં ?

**[વાસ૦]** કંઈ નહિ, એ તો ઉતપાતિયા[1] ભમરા ઊડ્યા ને [2]ફૂલની રજ પડી. તેથી જરા આંખ ડોળાઈ ને પાણી આવ્યાં.

**[પદ્મા૦]** બરાબર.

**[વિદૂ૦]** મિત્ર ! પ્રમદવનમાં અત્યારે ચકલૂં એ છે નહિ. તેથી કંઈક પૂછવાનૂં મન થાય છે. પૂછૂં ?

**[રાજા]** ખુશીની સાથે.

**[વિદૂ૦]** કહો, વારૂં, તમને ક્યાં રાણી વધારે વ્હાલાં, પહેલાં કે બીજાં, વાસવદત્તા કે પદ્માવતી ?

**[રાજા]** શા માટે તૂં મને મોટા [4]ભ્રમસંકટમાં નાંખે છે, ભાઇ ?

**[પદ્મા૦]** આર્યપુત્રને [5]આમણે ભારે ભ્રમસંકટમાં નાંખ્યા જો.

---

૧ હવે પછી આવનાર વાક્ય ઉપર નજર રાખી આ નાટ્યસૂચિ નવી ઊમેરી છે.

૨ મૂળમાં **अविणआदो** નામ છે, તેનો ભાવ આ વિશેષણ મૂકી જણાવ્યો છે.

૩ મૂળમાં **कासकुसुमरेणुणा** પદ છે. પરંતુ માધવીમંડપમાં કાશના ફૂલની રજ ક્યાંથી આવે ? માંડવામાં ફૂલની રજ તો હોવાનો સંભવ છે ખરો. આથી **कास** બોલ તજી દીધો છે. વાસવદત્તાની પ્રીતિ સંભારી વત્સરાજની આંખોમાં આંસૂ આવે છે. તેના સંબંધમાં વામાં ઊડતી કાશ ફૂલની રજ આંખમાં પડ્યાનૂં બ્હાનૂં કાઢવામાં આવે છેઃ તે ધ્યાનમાં રાખી કોઇએ **कास** શબ્દ અહીં ઊમેર્યો હશે.

૪ મૂળમાં અહીં **बहुमानसंकटे** પાઠ છે. પરંતુ આ ઉક્તિના પ્રતિધ્વનિરૂપ પદ્માવતીની ઉક્તિમાં માત્ર **संकडे** [સં. **संकटे**] છે. તેથી **बहुमान** બોલ તજી દેઇ અનુવાદ આપ્યો છે.

૫ મૂળમાં **हला जादिसे संकडे निक्खित्तो अय्यउत्तो ।** એમ છે. આ ઉક્તિ ખાસ વાસવદત્તા પ્રત્યે કે દાસી પ્રત્યે કહી નથી. એ તો વત્સરાજના હૃદયની પ્રતિમૂર્તિરૂપ પદ્માવતીના હૃદયનો ઉદ્ગાર છે. વળી સાપેક્ષ **जादिसे** શબ્દથી ઉક્તિ અધૂરી હોવાનો ભાસ ઉત્પન્ન થાય છે. આથી વધારે પડતો **हला** બોલ તજી દેઇ પૂર્વની ઉક્તિના **महति** પદને મળતો **अदि** [ સં. **अति** ] બોલ **जादिसे**ને ઠેકાણે અનુવાદને અંગે કબૂલ રાખ્યો છે.

[**વાસ૦** સ્વગત] **તેવી જ મને પણ**[1].

[**વિદૂ૦**] **સાંસતે સાંસતે કહો**[2].

[**રાજા**] **ના, નથી કહેતો. તું તો, મિત્ર, વાચાળ છે.**

[**પદ્મા૦**] **સમજે, તો સાનમાં કહી દીધું આર્યપુત્રે.**

[**વિદૂ૦**] **હું સમ ખાઉં છું કે કોઇને નહિ કહું. જો કહું, તો મારું સત્ય હારું. આ ઓઠ જ સીવી લેઉં છું.**

[**રાજા**] **મિત્ર, મારું હૃદય કહેવા ના પાડે છે.**

[**વિદૂ૦**] **હેં, નથી કહેતા ને! જોઉં છું, કહ્યા વગર અહીંથી ડગલું એ** [3]**ચસકવું કેવું થાય છે તે. આ ઊભો હું આડો.**

[**પદ્મા૦**] **કેવી ધૃષ્ટતા**[4]!

---

૧ મૂળમાં **मन्त्रभाआ** બોલ છે, તે વધારે પડતો તેમ જ અજુગતો હોવાથી તજી દીધો છે; જુઓ પૃ૪ ૧૦ ની ટિપ્પણી ૧ અને પૃ૪ ૨૫ની ટિપ્પણી ૪.

૨ 'છાતી ભરાઈ આવતી હશે, તેથી રહી રહીને–વીસામો ખાઇને કહો'. આવો ભાવ છે. મૂળમાં **पक्का उवरदा अवरा असंणिहिदा।** એટલો અંશ અધિક છે, પરંતુ પૂર્વે **सुण्णं खु इदं पमदवणं** એમ કહેલું જ છે, તેથી નિમિત્તાંતરની જરૂર રહેતી નથી. એ કારણથી અનુવાદમાં તે તજી દીધો છે. મૂળમાં **सेरं** [**सं. स्वैरम्**] અવ્યય છે. તેનો બીજો અર્થ 'યથેચ્છ [at will, as one likes]' થાય છે. આ અર્થ સ્વીકારી કોઇએ **पक्का उवरदा** વગેરે બોલ ઉમેર્યા સંભવે છે. અહીંથી ત્રેવીસમી ઉક્તિ જે આ ઉક્તિના પડછંદારૂપ છે, તેમાં ઉપર ક્ષેપક ગણી કાઢેલા શબ્દો છે નહિ.

૩ મૂળમાં **गमिदुं** છે; વ્યાકરણદોષના કારણથી તે બદલ **गन्तुं** પાઠ સ્વીકાર્યો છે.

૪ આ ઉક્તિ લાગલી 'મિત્ર, મારું હૃદય કહેવા ના પાડે છે' એ વત્સરાજની ઉક્તિ પછી મૂકી છે. એમાં વિદૂષકની વર્તણૂકને ધૃષ્ટતા ભરેલી કહી છે. તેથી ખરું જોતાં વિદૂષકની વાંધા ભરેલી ઉક્તિ પછી લાગલી જ એ આવવી જોઇયે. વિચારીશું તો એ આડો પડી રાજાને રોકવાની ધમકી આપે છે, તે જ એની ધૃષ્ટતા ભરેલી વર્તણૂક અને વાંધા ભરેલી ઉક્તિ છે. આ કારણથી અનુવાદમાં પછીની ઉક્તિ પહેલી મૂકી ક્રમ બદલી નાંખ્યો છે. મૂળમાં પદ્માવતીની આ ઉક્તિમાં **पत्तपण हिअअं आणीअदि।** એટલો

**[રાજા]** કેમ, બેળે કહેવરાવવું છે[1]!

**[વિદૂ૦]** હા, હા, બેળે.

**[રાજા]** જોઇશું, ત્યારે, તું કેવો કહેવરાવે છે?

**[વિદૂ૦]** ના, ના, કૃપારૂપે કહો. ન કહો, તો તમને આપણી મૈત્રીના સમ. સાચે સાચું કહેજો હો.

**[રાજા]** હવે કહ્યા વગર નહિ ચાલે. જો, ભાઈ,

[ ગાથા. ]

પદ્માવતી સ્વરૂપે માધુર્યે ગુણગણે છતાં વ્હાલી
નવ વાસવદત્તામાં લાગેલૂં મન શકૂં વાળી. ૪

**[વાસ૦ સ્વગત]** થયૂં. વેઠેલાં વીતકનો બદલો વળી ગયો. અહો, ગુપ્ત વાસ પણ બહુ ગુણકારી નીવડ્યો!

**[દાસી]** ભર્તા દક્ષિણપણૂં ભૂલી જાય છે!

**[પદ્મા૦]** ના, સખી, આર્યપુત્ર દક્ષિણપણૂં ભૂલ્યા નથી. આર્યા વાસવદત્તા ગત થયા છતાં હજુ પણ, જો ને, એ તેમના ગુણ રટયા કરે છે.

**[વાસ૦]** [2]વાહ, બહેન, જેવી તમારી લાયકી છે, તેવાં જ તમારા મુખમાંથી વચન નીકળે છે.

**[રાજા]** મેં કહ્યૂં. હવે તૂં કહે, ભાઈ, તને કયાં રાણી વધારે વ્હાલાં, પહેલાં કે બીજાં, વાસવદત્તા કે પદ્માવતી?

**[પદ્મા૦]** ઓહો! આ તો આર્યપુત્ર વસંતક થયા!

---

અંશ પણ વધારામાં મળી આવે છે. તે પદ્માવતીના મુખની પૂર્વગત **पत्तपण भाणिदं अय्यउत्तेण।** ઉક્તિથી ગતાર્થ હોવાથી તજી દીધો છે.

૧ મૂળમાં **प्रश्नः** શબ્દ અધ્યાહાર લેઇ રાજાની આ સંસ્કૃત ઉક્તિનો અને આવી જ બીજી વિદૂષકની પ્રાકૃત ઉક્તિનો અનુવાદ ભાવાર્થરૂપે આપ્યો છે.

૨ મૂળમાં **भद्दे** (સંબોધન) છે, એ બદલે કલ્પિત **भद्दं** પાઠ લીધો છે.

[વિદૂ૦] [1]ઝીણવટ કરી કહ્યે શૂં વધારે છે ? બંને રાણી વ્હાલાં.

[રાજા] કેમ રે ? મારી પાસેથી બેળે સાંભળી લેઈ તૂં હવે નથી કહેતો ?

[વિદૂ૦] તમારે, કેમ, બેળે કહેવરાવવૂં છે ?

[રાજા] હા, બેળે.

[વિદૂ૦] સાંભળી રહ્યા ત્યારે. જાઓ, નથી કહેતા.

[રાજા] ના, ના, ભૂદેવ, કૃપારૂપે કહો. સાંસતે સાંસતે કહો.

[વિદૂ૦] ત્યારે કહૂં છૂં. સાંભળો. જેવાં રાણી વાસદવત્તા, તેવાં જ રાણી પદ્માવતી ઠંડા સ્વભાવનાં, મોટાઈ રહિત, મધુર વચનનાં અને મીઠાશવાળાં છે[2]. પણ એક વાતે રાણી પદ્માવતી ચડે[3]. 'આર્ય વસંતક કયાં ? ' એમ એઓ મને સંભારે છે અને સ્વાદિષ્ઠ ભોજનથી મારો સત્કાર કરે છે[4].

---

૧ મૂળમાં **किं मे विप्पलविदेण।** પાઠ છે. પરંતુ 'ફલાણાએ કહેવાથી શૂં વધારે છે!' એવૂં કહેવૂં નથી. પણ 'ભાવનૂં ન્યૂનાધિકપણ્ કહી બતાવવાથી શૂં વધારે છે ?' એવો સામાન્ય પ્રશ્ન છે. આથી **मे** પદ તજી દીધૂં છે. **विप्पलविदेण** પદ **विशेषेण तारतम्यनिर्देशपूर्वकं प्रलपितेन** એવા અર્થમાં છે. આ તારતમ્યનો અર્થ 'કયાં વધારે વ્હાલાં ?' એ ઉક્તિથી ઊતર્યો આવે છે. તેથી અનુવાદમાં જુદો શબ્દ ઊમેરી દર્શાવ્યો નથી.

૨—૪ મૂળમાં **तत्तभोदी वासवदत्ता ( वि ) मे बहुमदा। तत्तभोदी पदुमावदी तरुणी दस्सणीआ अकोबणा अणहंकारा मधुरवाआ सदक्खिण्णा। अअं च अवरो महन्तो गुणो, सिणिद्धेण भोअणेण मं पच्चुग्गच्छइ काहिंणुखु गदो अय्यवसन्तओ त्ति।** એવો પાઠ છે. અહીં વિદૂષક પૂર્વભાગમાં બંને રાણીને સમાન વર્ણવતો હોય એમ જણાય છે. ઉત્તર ભાગમાં તે પદ્માવતીનો એક મોટો ગુણ આગળ કરે છે. આ રીતે વિચારતાં પૂર્વભાગમાં વાસવદત્તા સાથે પદ્માવતીનૂં સરખાપણૂં કહી બતાવ્યૂં હોવૂં જોઇયે. ઉત્તર ભાગમાં પ્રકારાર્થ ગૌણ વાકય તાત્કાલિક અર્થસ્ફૂર્તિની ખાતર મુખ્ય વાકયના પૂર્વે આવવું જોઇયે. આ મુદ્દે નીચે પ્રમાણે કલ્પિત પાઠ લીધો છેઃ—**तत्तभोदी वासवदत्ता विअ तत्तभोदी पदुमावदी**

[વાસ૦ સ્વગત] યાદ રાખજો, વસંતક, તમે શું બોલ્યા છો તે. ઠીક છે, આગળ ઉપર તમારી વાત છે[1].

[રાજા] ઠીક છે, વસંતક, આ હું કહી દઈશ વાસવદત્તાને.

[વિદૂ૦] વાસવદત્તા ? અફસોસ, હવે વાસવદત્તા કેવાં ? એ તો ગત થયાં છે, ક્યારનાં એ ગુજરી ગયાં છે.

[રાજા ખેદ સાથે] હા, ગત થયાં છે એ. અફસોસ !

[ અનુષ્ટુભ. ]

વિનોદે, મિત્ર, તેં મારૂં મનડૂં મુગ્ધ વાહ્યું આ;
અભ્યાસે પૂર્વના એણે મેં હા ! બોલી જવાયું આ.　　૫

[પદ્મા૦] હરિહરિ ! જુગતે જુગતી જોડી નિર્દય દૈવે ખંડિત કરી[2] !

---

अकोवणा अणहंकारा महुरवाआ सदक्खिणा अ। अअं अ महन्तो गुणो कहिं णु खु गदो वसन्तओ त्ति सिणिद्धेण भोअणेण मं पच्चुग्गच्छादि ।. તજી દીધેલા ભાગો પૈકી मे बहुमदा વિદૂષકની उभे वि तत्तभोदीओ बहुमदाओ એ ઉક્તિ જે પૂર્વે ગઇ છે, તેના આધારે પેઠો જણાય છે. तरुणी અને दस्सणीआ વિશેષણ નાયિકાના વર્ણનમાં જરૂરનાં ધારી કોઇએ ઊમેર્યાં છે. પણ તે વિદૂષકના મુખમાં અજુગતાં જણાય છે.

૧ 'આગળ ઉપર તમારી વાત છે' એ શબ્દો અર્થની સ્પષ્ટતા સારૂં ઊમેર્યા છે; મૂળમાં નથી.

૨ મૂળમાં रमणीओ खु कहाजोओ णिसंसेण विसंवादिओ । એવો પાઠ છે. પદ્માવતી એના ઉદાર સ્વભાવથી વાસવદત્તા અને વત્સરાજનું સરખે સરખું જોડૂં વિધિએ ખંડિત કર્યાં બાબત શોક કરે છે. કોઇના મનમાં આ ભાવ ન ઊતરતાં રાજા અને વિદૂષકનું સંભાષણ ખંડિત થયાનો ભાસ ઉત્પન્ન થયો હશે, તેણે મૂળમાં कहा શબ્દ जोओ પૂર્વે જોડી દીધો લાગે છે. તાડપત્રનો ભાગ ખરી પડવાથી કે બીજા કોઇ કારણથી णिसंसेणનું વિશેષ્ય જે व्विहिणा, તે લુપ્ત થયું છે. વસ્તુસ્થિતિ આવી છતાં रमणीओ खु जोओ णिसंसेण विहिणा विसंवादिदो । એવો કલ્પિત પાઠ યોજ્યો છે.

[**વાસ૦** સ્વગત] **બસ, હવે જીવ નીચો બેઠો. આહા, આવાં પરોક્ષ વચનો હૂં સાંભળવા પામી ! ધન્ય ભાગ્ય જ કની !**

[**વિદૂ૦**] **હઇયૂં કઠણ કરો, મિત્ર, હૈવે કર્યૂં તે કંઈ ન કર્યૂં થવાનૂં નથી.**

[**રાજા**] **મિત્ર, તૂં મારા મનની સ્થિતિ કલ્પી શકતો નથી.**

[ શાલિની. ]

**પ્રીતિ પ્રૌઢી ના જ ટાળી ટળે[1]; એ**
**આવી આવી યાદ ઘા ઊભળે છે.**
**[2]લૈ આ રસ્તો આંસુડાં માત્ર ઢાળી**
**થાયે ચોખૂં ચિત્તડૂં હૈવૂં વાળી.** ૬

[**વિદૂ૦** સ્વગત] **અરે, મિત્રના ગાલે તો આંસૂના રેલા ચાલ્યા ! મ્હો ધોવા પાણી લેઈ આવૂં.** [ જાય છે. ]

[**પદ્મા૦**] **આર્યા ! માંડવામાંથી નીકળી જવાનો સારો લાગ છે આ. ચાલો, ચાલો. આંસૂ ઊભરાવા આડે આર્યપુત્ર આપણને દેખશે નહિ[3].**

---

૧ મૂળમાં **दुःखं त्यक्तं** પાઠ છે, તે બદલ **नालं त्यक्तुं** પાઠ કલ્પ્યો છે. કદાચ મૂળ પાઠ **शक्यं त्यक्तुं बद्धमूलो न रागः** એવો પણ હોય. ગણપતિ શાસ્ત્રીએ ત્રીજા સંસ્કરણમાં **दुःखं त्यक्तुं** પાઠ કલ્પ્યો છે, પરંતુ તે પાઠથી **दुःख** શબ્દની પુનરુક્તિ થાય છે. ભ્રષ્ટ પાઠ તાડપત્રનો ભાગ ખવાઇ જતાં કોઇએ ગોઠવ્યો હશે.

૨ મૂળમાં **यात्रा त्वेषा** મુખ્ય વાક્ય છે, તેનો અનુવાદમાં પ્રકારાર્થે વાક્યખંડ [phrase] બનાવ્યો છે.

૩ મૂળમાં **बप्फपडलन्तरिदं अय्यउत्तस्स मुहं ।** એવો પાઠ છે. પરંતુ અહીં આંસૂએ મુખનો નહિ, પણ દૃષ્ટિનો રોધ કહેવો ઇષ્ટ છે. તેથી **बप्फपडलन्तरिदा अय्यउत्तस्स दिट्ठी ।** એવો અસલ પાઠ યોજવો પડ્યો છે. પહેલા પદનો કાનો અને છેલ્લૂં પદ આખૂં તાડપત્રમાં ખવાઇ ઊડી જતાં કોઇએ પૂર્વની ઉક્તિને આધારે છેલ્લા પદને ઠેકાણે **मुहं** મુકી પહેલા પદમાં અનુસ્વાર ઊમેર્યૂં હશે.

[વાસ૦] એમ કરિયે. પણ, ના ના, તમે તો, બહેન, રહો. ભર્તાને વ્યાકુળ સ્થિતિમાં મૂકીને જવાય નહિ. હૂં એકલી જાઉં છૂં.

દાસી] આર્યા બરાબર કહે છે. પધારિયે બાસાહેબ ભર્તા પાસે.

[પદ્મા૦] જઉં જ ત્યારે ?

[વાસ૦] હા, જાઓ જ.

[ એમ કહી વાસવદત્તા રસ્તે પડે છે. ]

[વિદૂ૦ કમળના પાંદડામાં પાણી લેઇને આવતાં] અહો ! રાણી પદ્માવતી.

[પદ્મા૦ પાણીના પડીયા સામે આંગળી કરી] કેમ, આર્ય વસંતક, શૂં છે ?

[વિદૂ૦] આ—એ તે—

[પદ્મા૦] કહો, કહો ને આર્ય ! એ તે ?

[વિદૂ]–કાશ ફૂલની રજ ક્યાંથી એ વામાં ઊડતી આવી ને રાજાજીની આંખમાં પડી. તેણે કરીને પાણીની ધાર ચાલી એમનૂં મ્હો આંસૂમય થઈ ગયૂં છે. એમની [1]આંખે છાંટવાને આ પાણી લાવ્યો છૂં, તે આપ એમને આપશો.

[પદ્મા૦ સ્વગત] અહો, ચતુર પુરુષનાં પાસાં સેવનારા પણ કેવા ચતુર હોય છે ! [રાજા પાસે જઇ પ્હોચતાં પ્રગટ] જય જય, આર્યપુત્ર ! આ પાણી, લો, આંખે છાંટો.

[રાજા] અહો ! પદ્માવતી. [વિદૂષકને અલગ સંજ્ઞાથી] આ શૂં કહે છે[2] ?

---

૧ મૂળમાં **મુહોદઅં** બોલ છે. તેનો પ્રકરણને અનુસરી અહીં ઉપર પ્રમાણે અર્થ આપ્યો છે. વિદૂષકે રાજાની આંખમાં ફૂલની રજ પડ્યાનૂં કહ્યું છે; તેથી અનુવાદમાં પદ્માવતીને મુખે 'આ પાણી, લો, આંખે છાંટો' કહેવરાવ્યૂં છે.

૨ 'આ પાણી, લો, આંખે છાંટો' એમ પદ્માવતીને કહેતાં સાંભળી રાજા મૂઝાય છે. 'આ શૂં કહે છે ને એને મારે શૂં કહેવું ?' એવી મૂઝવણીમાં તે મ્હોએ પાણી છાંટવા દરમ્યાન વિદૂષકને આંખની સંજ્ઞાથી ઉપર પ્રમાણે પૂછે છે. રાણીના સાંભળતાં મ્હોડે બોલીને પૂછવાનો અવકાશ નથી. આવા સંજોગમાં 'સંજ્ઞાથી' બોલ નાટ્યસૂચિમાં ઉમેરવો પડ્યો છે.

[**વિદૂ૦** રાજાને અલગ આંખ ચોળવાની સંજ્ઞાથી] **આ**[1].

[**રાજા** વિદૂષકને અલગ સંજ્ઞાથી] ઠીક[2]. [ પાણી છાંટી પ્રગટ ] પ્રિયે ! બેસો.

[**પદ્મા૦**] આજ્ઞા આર્યપુત્રની. [બેસે છે.]

[**રાજા**]–આ તો

[અનુષ્ટુભ.]

[3]**શરદિંદુ સમી શુભ્ર સુંદરી ! રજ કાશની**
**વાએ નેત્રે પડી. તેણે ધાર આ ગરી આંસૂની. ૭**

[સ્વગત] **આમ કહ્યા વગર, શૂં કરિયે, છૂટકો નથી**[4].

---

૧ મૂળમાં (**कर्णे**) આવી નાટચસૂચિ છે. પરંતુ પદ્માવતીના સમક્ષ કાનમાં કહેવાથી રાણીના મનમાં વ્હેમ ઊપજવાનો ભય છે. આથી વિદૂષકે પણ જાણે કંઇક અંદર પડ્યૂં હોય એમ આંખો ચોળી સાનમાં ઉત્તર વાળ્યો હોવો જોઇયે. સબબ નાટચસૂચિ ઉપર પ્રમાણે બદલવી પડી છે.

૨ મૂળમાં **साधु वसन्तक साधु ।** આવા વિદૂષકને શાબાશીના બોલ છે. ગણપતિ શાસ્ત્રી એ ઉક્તિની પૂર્વે (**कर्णे**) આવા નાટચસૂચિનો આક્ષેપ કરે છે. વાસ્તવિક રીતે રાજાનો ઉત્તર પણ સંજ્ઞાથી હોવો જોઇયે. એ ઉત્તરમાં રાજા વિદૂષકને શાબાશી નથી આપતો, પણ તેણે સૂચવેલી યુક્તિના સ્વીકારનો ભાવ સાનમાં દર્શાવે છે. આથી **साधु ।** એટલી જ ઉક્તિ લેઇ તેની પૂર્વે નવી નાટચસૂચિ ઊમેરી છે. ઉક્તિના પછી મૂળમાં ( **आचम्य** ) એવી નાટચસૂચિ છે, તે પણ બદલી આંખમાં કંઇ પડ્યૂં છે એ ચેષ્ટાથી બતાવવાના ઉદ્દેશથી નવી નાટચસૂચિ મૂકવી પડી છે. શોકના અશ્રુના પ્રસંગમાં **आचम्य** સૂચિ મૂકેલી મળી આવે છે. પરંતુ અહીં તો અશ્રુનો જ અપલાપ કરવો છે. આથી એ સૂચિનો અવકાશ નથી.

૩ **काव्यालंकारसूत्रवृत्ति** ।૪।૩।૨૫।માં વામને આ શ્લોક **अपुष्टार्थता** દોષના ઉદાહરણ તરીકે ઊતાર્યો છે. એ **शरच्चन्द्रांशुगौरेण** પાઠ આપે છે તેથી અસલ પાઠ શો હશે, તેની શંકા રહે છે. જો તે **शरच्छशाङ्कवद् गौरे** હોય, તો તો દોષ ન કાઢી શકાય.

૪ અર્થની દૃઢતા સારૂ આગામી શ્લોકની ઉત્થાનિકારૂપે આ વાક્ય વધારાનૂં ઊમેર્યૂં છે.

[અનુષ્ટુભ.]

પ્રિયા મુગ્ધા નવોઢા છે; ખરૂં ભાખ્યે દૂભાય એ.
સધીરી શાણી છે; તોયે અબળાએ ખમાય શે ? ૮

[વિદૂ૦] મગધરાજે ઠરાવ્યા પ્રમાણે પાછલા પહોરે આપને એમની સાથે મળતિયા રાજાઓની મુલાકાત લેવાની છે[1]. સત્કારને સત્કારે વધાવી લીધાથી સામાને સારૂં લાગે છે. માટે પધારિયે. સમય થયો છે.

[**પદ્મા૦**] હા, પધારો, આર્યપુત્ર ! અમે અંદર જઇયે છિયે[2].

[**રાજા** ઉઠતાં] મિત્ર ! તેં ઠીક સૂચના કરી.

[અનુષ્ટુભ.]

કૈંક સત્કારકેરા ને ગુણના[3] કરનાર છે,
વિરલા મળવા વિશ્વે, તેહના પ્રીછનાર જે. ૯

[ સહુ જાય છે.]

---

૧ આરુણિ સાથે યુદ્ધ માટે તેડેલા, તે તેડાનો તેમણે કરેલો સત્કાર.

૨ મૂળમાં અહીં **પદ્માવતી–પઙ્ગ । गच्छदु अय्यउत्तो । अम्हे वि अब्भन्तरं पविसामो ।** એવી એક ઉક્તિ ગળત થઇ લાગે છે, તે આચિસ સારૂં ઉમેરી છે.

૩ મૂળમાં **गुणानां वा** પાઠ છે. પરંતુ વાક્યમાં આગળ **सत्काराणां च** છે. તેથી **वा** ને બદલે **च** પાઠ લીધો છે. આ શ્લોક તેડાનો સત્કાર કરનાર મળતિયા રાજાઓને અને ગુણના કરનાર વિદૂષકને એક સરખી રીતે લાગુ પડે છે.

# સાચું સ્વપ્ન.

## વિષ્કંભક ૩.

[ દાસી પદ્મિનિકા પ્રવેશ કરે છે. ]

[**પદ્મિ૦**] મધુકરિકા, અલી મધુકરિકા ? આવ જલદી.

[**મધુ૦** પ્રવેશ કરતી] આવી સખી ! શું કામ છે ?

[**પદ્મિ૦**]–જાણુતી નથી, કે પમ્મુબાનું માથું દૂખી આવ્યું છે ?

[**મધુ૦**] ઓ માડી રે ?

[**પદ્મિ૦**]–જા ઝટપટ, આર્યા આવંતિકાને તેડી લાવ. એટલું જ કહેજે કે પમ્મુબાસાહેબનું માથું દૂખે છે, એટલે એ આપોઆપ દોડચાં આવશે.

[**મધુ૦**] અલી, એ આવીને શું કરશે ?

[**પદ્મિ૦**] એ મજાની વાતો કહેશે, તેની જ સાથે બાસાહેબનું માથું ઊતરી જશે.

[**મધુ૦**] ઠીક. કયાં બિછાનું રાખ્યું છે ?

[**પદ્મિ૦**] જળમંદિરે[1]. જા તું હવે. હું આર્ય વસંતકને શોધી કાઢું ને એમની જોડે ભર્તાને સમાચાર કહાવું.

[**મધુ૦**] ઠીક. આ ચાલી. [ જાય છે. ]

---

૧ મૂળમાં **समुद्दगिहक** [ સં **समुद्रगृह** ] છે, તેને માટે અનુવાદમાં જળમંદિર બોલ વાપર્યો છે. સુંદર કમળવાળી વાવ કે કુંડને કાંઠે રચેલા મહેલને **समुद्रगृह** કહેતા, એમ **मालविकाग्निमित्र**ના ચોથા અંક ઉપરથી સમજાય છે. ઇસવી બારમા શતકમાં એનો અર્થ ભૂલાવા માંડે છે. **हरविजय** ।૨૨।૪। ઉપરની ટીકામાં રાજાનક અલક **समुद्रं प्रतीहारनियन्त्रितं गृहमेव गृहकम्। अन्ये 'समुद्रगृहकमिति दीर्घिकालंकृतवेश्मनः संज्ञा' इत्याहुः।** એમ બેભત્થુ વ્યાખ્યાન આપે છે; અને **त्रिकाण्डशेष** ।૫૨૪। માં પુરુષોત્તમ **जलयन्त्रगृहं धीरैः समुद्रगृहमुच्यते।** એમ લખી જઈ **समुद्रगृह**ને **धारागृह** બનાવે છે.

[પદ્મિ૦] હવે આર્ય વસંતક ક્યાં ભેગા થવાના ?

[ એવે વિદૂષક વસંતક પ્રવેશ કરે છે. ]

[વિદૂ૦] પદ્માવતીના પાણિગ્રહણનો[1] મહોત્સવ કંઈ દિવસથી મચી રહ્યો છે. એ પરમ સુખકારક અને માંગલિક પ્રસંગે વત્સરાજને આજે લાવાણકનો અગ્નિદાહ સાંભરી આવ્યો છે[2], અને તેઓ દેવી વાસવદત્તાના વિયોગે વ્યાકુળ થયા છે. જાઉં એમની પાસે[3]. [ પદ્મિનિકાને આવતી જોઈ ] અહો બાઈ ! તમે આ તરફ ક્યાંથી ?

[પદ્મિ૦] આર્ય ! પમ્મુબાસાહેબનું માથું દૂખી આવ્યું છે. તમે નથી જાણતા ?

[વિદૂ૦] ખરે જ, હું નથી જાણતો.

---

૧ મૂળમાં **पदुमावदीपाणिग्गहणसमीरिअस्स** પદ છે. તેને **वच्छराअस्स**નું વિશેષણ ગણી ગણપતિ શાસ્ત્રી તેનો **पद्मावतीविवाहेन संप्राति विषयोन्मुखीकृतस्य** એવો અર્થ કરે છે. પરંતુ **समीरित**નો **विषयोन्मुखीकृत** અર્થ અશક્ય છે. એ સાધારણ રીતે **प्रेरित, प्रवर्तित**ના અર્થમાં વપરાય છે. આ અને બીજા કારણથી **पदुमावदीपाणिग्गहणसमीरिदे** પાઠ કલ્પી મેં એનો **मङ्गलोस्सवे** સાથે અન્વય કર્યો છે. નારાયણ અને શ્યામસુંદર મૈથિલ એને **मदणदाहो**નું વિશેષણ લેખે છે અને કલ્પિત **पदुमावदीपाणिग्गहणसमीरिदो** પાઠ આપે છે. તે પણ પ્રસંગ વિચારવાથી ખોટો છે, એમ જણાઇ આવશે.

૨ મૂળમાં અહીં **मदणग्गिदाहो** [ પાઠાંતર **मदणदाहो** ] **अहिअदरं वट्टइ** [ પાઠાંતર **वड्ढइ** ] એમ છે. પરંતુ પાંચમા અંકનો પહેલો જ શ્લોક વાંચીશું તો જણાશે, કે રાજા પદ્માવતીને પામી કામાતુર નથી, પણ વાસવદત્તાને સંભારી શોકાતુર છે. વત્સરાજને લાવાણકની લાહ્ય યાદ આવે છે. આ કારણથી **लावणअग्गिदाहो हिअअम्मि आवट्टदि** [ સં. **लावाणकाग्निदाहः हृदये आवर्तते** ] । એવો પાઠ લીધો છે. તાડપત્રમાં અક્ષરો ખવાઈ ગયા હોવાથી **लावाणअग्गि** બદલ **मदणग्गि** અને **हिअअम्मि आवट्टदि** બદલ **अहिअदरं वड्ढइ** પાઠ કોઇએ કલ્પ્યા છે.

૩ અર્થની સ્પષ્ટતા સારૂં ‘ જાઉં એમની પાસે ’ એ શબ્દ ઉમેર્યા છે.

[પદ્મિ૦] જાઓ-વહેલા-ભર્તાને નિવેદન કરો. હું શીતળ લેપ વહેલી વહેલી ઘસાવી લાવું.

[વિદૂ૦] ક્યાં બિછાનું રાખ્યું છે રાણીસાહેબનું?

[પદ્મિ૦] એ જળમંદિરે.

[વિદૂ૦] તમે ત્યારે તમારે કામે જાઓ. હું વત્સરાજની હજુરમાં જાઉં છું ને ખબર કરૂં છું.

[ બંને જાય છે. ]

# સાચૂં સ્વપ્ન.

## અંક ૫.

[ રાજા વત્સરાજ પ્રવેશ કરે છે. ]

**[રાજા]**

[ વસંતતિલકા. ]

દાંપત્યનો[1] ફરી ધર્યો શિર ભાર હાવે;
પુત્રી અવંતિપતિની પણ યાદ આવે.
લાવાણકે બળી ગઈ મૃગલોચના[2] એ
લાહ્યે, હિમે કમલિની જળી જેમ જાયે ! ૧

[ એવે વિદૂષક વસંતક ઊતાવળો ઊતાવળો પ્રવેશ કરે છે. ]

**[વિદૂ૦]** ચાલો, ચાલો, વહેલા થાઓ.

**[રાજા]** કેમ, શૂં છે ?

**[વિદૂ૦]** રાણીજીનૂં માથૂં દૂખી આવ્યૂં છે.

**[રાજા]** કોણે કહ્યૂં ?

**[વિદૂ૦]** એમની દાસી પદ્મિનિકાએ.

**[રાજા]** મહા દુઃખની વાત !

[ વસંતતિલકા. ]

લાવણ્ય ને ગુણગણે પરિપૂર્ણ પામ્યો
પત્ની; અને વિપુલ શોક કંઈક વામ્યો.
આ તેનૂં એ શિર દૂખ્યૂં સુણતાં સવાયો
હૂં ફરીફરી મરૂં ઉરે પૂૅરવે ઘવાયો[3]. ૨

---

૧ ગૃહસ્થાશ્રમ.

૨ મૂળમાં **सदृशीं** પાઠ છે, તે બદલ **सुदृशां** વાંચી અનુવાદ આપ્યો છે.

૩ મૂળમાં **अनुभूतदुःखः** પાઠ છે. તે એના પહેલાના **पूर्वाभिघात-सरुजः** પદથી ગતાર્થ છે. આથી **अनुभूतदुःखाम्** પાઠ લેઈ અનુવાદ આપ્યો છે. જુઓ વિદૂષકની ઉક્તિ **तत्तभोदी पदुमावदी सिस्सवेदणाए दुक्खाविदा ।**

ખબર છે પદ્માવતી ક્યાં છે તે ?

[વિદૂ૦] જળમંદિરે, કહે છે, બિછાનું રાખ્યૂં છે.

[રાજા] ત્યારે ચાલો ત્યાં.

[વિદૂ૦] પધારિયે.

[ બંને ચાલવા માંડે છે. ]

[વિદૂ] આ જળમંદિર. પધારિયે, મિત્ર.

[રાજા] આગળ થા.

[વિદૂ] તૈયાર. [બારણેથી ગભરાયલો પાછો ફરી][1] ઓ બાપ રે ? રહો, મિત્ર, [2]નથી જવાનૂં.

[રાજા] કેમ ? શૂં છે ?

[વિદૂ૦] આડો સાપ પડ્યો છે ! ઓ ભોંય દીવાના અજવાળામાં જણાય. એ હાલ્યો[3].

[રાજા પ્રવેશ કરી હસતાં] અહો ! શો સાપ પરખી કાઢ્યો છે ?

[ વસંતતિલકા. ]

ઝૂલંત　તોરણતણો　ફૂલહાર　સ્હેજે
છૂટી પડી અવનિમાં ઋજુ દીર્ઘ આજે
વાંકોચૂંકો રજનિએ અવ થાય વાએ,
તેને ભુજંગમ ગણી મૂરખો ન્હવાયે !　　　૩

[વિદૂ૦ ધારીને જોઈ] ઠીક કહો છો. સાપ ન હોય. [ પ્રવેશ કરી દૃષ્ટિ ફેરવી] રાણીજી અહીં છે નહિ. આવીને ગયાં હશે.

[રાજા] હૂં તો કહૂં છૂં, કે હજુ આવવૂં જ થયૂં નથી.

[વિદૂ૦] કેમ જાણ્યૂં ?

[રાજા] એમાં શૂં જાણવૂં હતૂં ? જો.

---

૧ મૂળમાં અહીં ( **प्रविश्य** ) છે. પરંતુ વિદૂષકે જળમંદિરનો ઊમરો એ ઓળંગ્યો નથી. એ તો, રાજા પ્રવેશ કરે છે, ત્યારપછી જ અંદર પગ મૂકે છે; જુઓ આ ઉક્તિથી ચોથી ઉક્તિની નાટ્યસૂચિ (**प्रविश्यावलोक्य च**). આ કારણથી પ્રસ્તુત નાટ્યસૂચિ અનુવાદમાં બદલી છે.

૨ ' નથી જવાનૂં ' બોલ અર્થની દૃઢતા સારૂ ઊમેર્યા છે; મૂળમાં નથી.

૩ મૂળમાં પ્રથમ **एसो** વાપરી એના એ જ વાક્યમાં ફરી **अअं** સર્વનામ વાપર્યૂં છે, તે વધારે પડતૂં છે. તેથી તે અનુવાદમાં તજી દીધૂં છે.

[ શાર્દૂલવિક્રીડિત. ]

ચૂંથાઈ નથી નામ ચાદર; નથી ચંપાઈ શય્યા કહીં;
ઊસીસૂં પણ શીશના ખરડથી ખડીયૂં દીસે નહિ;
દેદે દૃષ્ટિ રમાડવા નવનવી ના યોજના છે કંઈઃ
સેવે જે અસુખે સખે ! શયન, તે સ્હેજે તજે ના સહી. ૪

[વિદૂ૦] ત્યારે, એઓ આવે, ત્યાં સુધી ઘડીક આપ આ બિછાનામાં વિરામ લો.

[રાજા] હા, એમ કરૂં. [આડા થઈ] મિત્ર ! કંઇક વાત કહે તો. મારી આંખો ઊંઘે ઘેરાઈ જાય છે.

[વિદૂ૦] કહું. પણ તમારે [1]હુંકારો દેવો જોઈશે.

[રાજા] ખુશીથી.

[વિદૂ૦] ઉજ્જયિની કરીને નગરી છે. ત્યાં રૂપાળી [2]વાડીઓ છે.

[રાજા] તેં એ, મિત્ર, કાઢી કાઢીને ઉજ્જયિનીની જ વાત કાઢી !

[વિદૂ૦] તમને ન ગમતી હોય, તો રહી એ વાત. બીજી કહું છું.

[રાજા] વાત નથી ગમતી એમ નથી. પરંતુ

---

૧ મૂળમાં **होन्ति करेदु** છે, તે બદલ **हुं ति करेदु** [ સં. **हुम् इति करोतु** ] પાઠ લીધો છે. શાથી જે **होन्ति** કે **होन्ती** નામ પ્રાકૃતમાં જાણવામાં નથી. નારાયણ અને શ્યામસુંદર મૈથિલ મૂળ પાઠ કાયમ રાખી તેની **हुंकृतिं करोतु** છાયા આપે છે. પરંતુ સંસ્કૃત **हुंकृति** નો પ્રાકૃત **हुंकिदि** બોલ થાય, **हुंति** થઇ શકે નહિ. ગણપતિ શાસ્ત્રી ત્રીજા સંસ્કરણમાં કલ્પિત પાઠ **हों त्ति करेदु** [ સં. **हों इति करोतु** ] આપે છે. પરંતુ સંસ્કૃત પ્રાકૃતમાં **हों** અવ્યય વપરાયલો જોયો નથી.

૨ મૂળમાં **उद्दअण्णाणि** પાઠ છે. તેની **उदयज्ञानानि** છાયા આપી નારાયણ અને શ્યામસુંદર મૈથિલ વેધશાળાઓ [Observatories] અર્થ કરે છે. અલબત ઉજ્જયિની વેધશાળાને માટે પ્રખ્યાત છે. પરંતુ ગમ્મતની ખાતર વિદૂષક વાત કહે છે, તેમાં તેના નિર્દેશનો અવકાશ નથી. ગણપતિ શાસ્ત્રી ત્રીજા સંસ્કરણમાં **उदअह्णाणाणि** કલ્પિત પાઠ લેઇ **उदकस्नानानि** છાયા આપે છે. આ પાઠમાં **उदक** બોલ નકામો પડે છે અને **स्नान**નો તીર્થ અર્થ લેવો પડે છે; એ સૌ વાંધા પડતું છે. આ સંજોગોમાં હું

[ આખ્યાનકી. ]

**અવંતિથી ઊપડતાં સગાંને**

**સંભારી આંસૂ ઊલટંત નેને**

**ઢાળ્યાં હતાં આ જ ઉરે પ્રિયાએ[1]**

**નેહે; અહા એ અવ યાદ આવે.** ૫

**અરે એ ઉજ્જયિનીમાં[2]**

[અનુષ્ટુભ.]

**વીણા શીખવતાં સામૂં [3]એ જોઇ રે'તી ને સળી**

**સરી પડી કરે સૂને હવા સારતી સુંદરી !** ૬

**[વિદૂ૦] લો, બીજી વાત કહૂં છૂં. બ્રહ્મદત્ત કરીને એક નગર**

---

**उवअणाणि** [ સં. **उपवनानि** ] પાઠ લેઉં છું. શોભાનો પ્રધાન અંશ હોઇ **ઉપવન**નું નગરના વર્ણનમાં સ્થાન છે. **व**કારને સ્થાને **द**કાર મૂકાઇ અને ભૂલથી વધારે લખાઇ ગયેલો **ण** અક્ષર છેકવાથી એવડો વંચાઇ ભ્રષ્ટ પાઠ ઊભો થયો લાગે છે. ઉજ્જયિનીમાં વાડીઓ હોવાનું **रघुवंश**।६।३५। માં પણ વાંચિયે છિયે.

૧ મૂળમાં અહીં **अवन्त्याधिपतेः सुतायाः** પાઠ છે, તે બદલ **अवन्त्या नृपतेः सुतायाः** પાઠ યોજ્યો છે. તાડપત્રનો ભાગ ખરી પડવાથી **नृ** નષ્ટ થતાં કોઇએ તેની જગા **धि** અક્ષરે પૂરી હશે; એ રીતે **अवन्त्याधिपतेः** પાઠ ઉત્પન્ન થયો જણાય છે.

૨ 'અરે એ ઉજ્જયિનીમાં' એ સંયોજક અંશ અર્થની સ્પષ્ટતા સારૂ ઊમેર્યો છે; મૂળમાં નથી.

૩ મૂળમાં **यया** છે, તેને ઠેકાણે **तया** પાઠ લીધો છે. અનુવાદમાં 'સળી' બોલ વાપર્યો છે, તે મૂળના **कोण** શબ્દને માટે છે. એક વિદ્વાન એ **कोण**નો અર્થ **वीणादिवादने धनुराकृतिः काष्ठविशेषः**, બીજો fiddle-stick અને ત્રીજો bow કરે છે. પરંતુ એ ત્રણમાંથી એકે વીણા વગાડવાનૂં ઉપકરણ ન હતું. એ તો **वंशशलाका** એટલે વાંસની સળીએ વગાડાતી. તેને **कालिका** અને **कूणिका** પણ કહેતા; જુઓ **अभिधानचिन्तामणि**। ૨।૨૦૫। **कोण** શબ્દ વીણા વગાડવાની વાંસની સળીને માટે, તેમ જ બીજાં વાદ્યો વગાડવાના ગજ વગેરે સાધનને માટે વપરાતો હતો; જુઓ

છે. ત્યાં કાંપિલ્ય નામે રાજા રાજ્ય કરતો હતો[1].

[રાજા] શૂં, શૂં ?

[વિદૂ૦] બ્રહ્મદત્ત કરીને એક નગર છે. ત્યાં કાંપિલ્ય નામે રાજા રાજ્ય કરતો હતો.

[રાજા] અરે મૂરખા ! બ્રહ્મદત્ત રાજા અને કાંપિલ્ય નગર.

[વિદૂ૦] શૂં ? બ્રહ્મદત્ત તે રાજા અને કાંપિલ્ય તે નગર, એમ કે ?

[રાજા] હા, એમ.

વિદૂ૦] એમ, ત્યારે તો ઘડીક થોભો. હૂં ગોખી લેઉં. બ્રહ્મદત્ત રાજા કાંપિલ્ય નગર, બ્રહ્મદત્ત રાજા કાંપિલ્ય નગર. [ એમ સારા પેઠે ગોખી ] હવે સાંભળો. અહો ! આ તો ઊંઘી ગયા. રાત્રિ ઠરે છે. [ [2]ઉપવસ્ત્ર બરાબર ઓઢાડી ] એમને માટે શાલ[3] લેઈ આવૂં [ જાય છે. ]

---

अमरकोश ।૧।૬।૬। અને તે ઉપરની ક્ષીરસ્વામીની ટીકા. वंशशलाकाની જગા હાલ પાંચસેંક વરસ થયાં તારની નખીએ લીધી છે.

૧ બ્રહ્મદત્ત એટલે બ્રાહ્મણને આપેલૂં, તે નગર જ હશે; અને, યથા શાંડિલ્ય તથા કાંપિલ્ય, એ ન્યાયે કાંપિલ્ય રાજાનૂં નામ હશે. આવૂં કંઇક રમુજી ભ્રમનૂં બીજ સમજી શકાય.

૨ મૂળમાં આ નાટ્યસૂચિ છે નહિ. પરંતુ પદ્માવતી સૂતાં છે એવી વાસવદત્તા ભૂલ ખાય, તેટલા માટે વત્સરાજનૂં બધૂં શરીર ઢંકાયલૂં હોવૂં જોઇયે. એ ઢાંકવાનૂં કારણ ઉપજાવવાના હેતુથી કવિએ રાત્રિ ઠરવાની વાત આણી છે. વિદૂષક રાજાને એમનૂં વૈવાહિક ઉપવસ્ત્ર ઠીક કરીને ઓઢાડે છે તો ખરો; પણ, એ ઝીણા વસ્ત્રે ટાઢ ખળે નહિ, એમ મનમાં આણી તે શાલ લેવા જાય છે. દરમ્યાન વાસવદત્તા આવે છે. તે વખતે જો રાજાનૂં શરીર ઊઘાડૂં હોત, તો દીવાના અજવાળામાં વાસવદત્તા રાજાને ઓળખ્યા વગર રહત નહિ. આ કારણથી નાટ્યસૂચિ ઊમેરવી પડી છે. શરીર ઢાંકેલૂં હતૂં; બિછાનૂં ખાસ પદ્માવતી માટેનૂં હતૂં; અને વસ્ત્રો પણ પદ્માવતી-ના જેવાં રાતાં હતાં; તેથી વાસવદત્તા ભૂલ ખાય છે. વિવાહના દસ દિવસમાં વરવહૂએ રાતાં વસ્ત્ર પહેરવા બાબત જુઓ અંક ૩ ની ટિપ્પણી ૧૫.

૩ મૂળમાં **अत्तणो पावारअं गह्णिअ आअमिस्सं ।** છે. પરંતુ **प्रावारक**નો અર્થ **उत्तरीय** થાય છે; જુઓ **अमरकोश** ।૨।૬।૧૧૭. તે તો રાજાએ

[એવે આવંતિકાના વેષમાં વાસવદત્તા અને દાસી ઉતાવળાં પ્રવેશ કરે છે.]

**[દાસી] પધારિયે, આર્યા. પદ્મબાસાહેબનું માથું બહુ દુખે છે.**

**[વાસ૦] મહા દુઃખની વાત! એમનું બિછાનું ક્યાં રાખ્યું છે?**

**[વાસ૦] કહે છે, જળમંદિરે રાખ્યું છે.**

**[દાસી] ચાલ, ત્યારે ત્યાં.**

[બંને જળમંદિર તરફ જાય છે.]

**[દાસી] આર્યા, આ જળમંદિર. અંદર પધારિયે**[1]. [રવાને થઈ જાય છે.]

**[વાસ૦] અરેરે! દેવોને દયા જ નથી. મારા વિયોગે વિહ્વળ બનેલા આર્યપુત્ર જેને જોઈ ધારણ ધરતા, તે પદ્માવતીને પણ લીધાં દુઃખના સપાટામાં! જાઉં અંદર.** [પ્રવેશ કરી.] **અરે! આ તે કેવું ખોટું કહેવાય**[1]? **પદ્માવતીનું શરીર અસ્વસ્થ છે, તે છતાં એકે દાસી અહીં છે નહિ**[2]. **દીવો માત્ર ઝગઝગ બળ્યા**

---

ઓઢેલું જ છે. વિશેષમાં ટાઢ ખાળવાને ગરમ લૂગડું અપેક્ષિત છે. એ લૂગડું રાજાનું પોતાનું જ હોવું જોઇયે; બીજાને અંગે અડેલું વસ્ત્ર રાજાને કામ આવે નહિ. વળી દરબારમાં જોઇયે તેવાં અને જોઇયે તેટલાં વસ્ત્ર છતાં વિદૂષક પોતાનું લૂગડું લેવા દોડે, એ પણ અજુગતું છે. આથી **अत्तभवदो पावरअं गह्णिअ आगमिस्सं** [ સં. **अत्रभवतः प्रावरकं गृहीत्वा आगच्छेयम्** ] પાઠ લીધો છે. પહેલું પદ ભ્રષ્ટ થઈ **अत्तणो** અને બીજું વિકાર પામી **पावारअं** પાઠ નિપજ્યા છે. **प्रावरक** પુ. તે મૃગરોમનું બનેલું કીમતી ઓઢવાનું વસ્ત્ર હતું; જુઓ **कौटिलीय अर्थशास्त्र** । ૨।૧૧। અનુવાદમાં તેના બદલે પરિચિત શાલ શબ્દ વાપર્યો છે.

૧ મૂળમાં અહીં **जाव अहं वि सीसाणुलेवणं तुवारेमि** । એટલું વાક્ય વધારે છે. પરંતુ શીતળ લેપ વ્હેલો ઘસાવી લાવવા તો પદ્મિનિકા ગઈ છે; જુઓ પૃષ્ઠ ૫૧ ની પંક્તિ ૧-૨. આથી પ્રસ્તુત વાક્ય ક્ષેપક ગણી તજી દીધું છે.

૨ મૂળમાં **अहो परिजणस्स पमादो । अस्सत्थं पदुमावदिं केवळं दीवसहाअं कारेअ विसज्जिअ णिग्गदा** । એ રીતે છે. અહીં પહેલા

**કરે છે. એ પદ્માવતી સૂતાં. એ જંપી ગયાં જણાય છે. હૂં અહીં બેસૂં. અથવા જુદા આસને બેઠાથી એમના મનમાં ઓછૂં આવશે[1]. તેથી બિછાનામાં જ બેસૂં. [બેસી] [2]એક આસને બેઠી, ત્યારે મારા મનને કયમ જાણે આનંદ થયો. અહો, નિરાંતે એકધારો લાંબો શ્વાસ લેઈ ઊંઘે છે એ. માથૂં દૂખતૂં મટી ગયૂં હોવૂં જોઇયે. [3]ખાસો માગ મૂકીને એ સૂતાં છે, તે શૂં એમ સૂચવે છે કે મારે એમને ભેટીને સૂવૂં[4]? ભલે, તો હૂં તેમ કરૂં[5].** [પડખામાં સૂઈ જાય છે.]

---

વાક્યમાં **परिजणस्स** બોલની ખાસ જરૂર નથી. બીજા વાક્યમાં, **केवळं दीवसहाअं कारिअ**ની સમજૂતી તરીકે કોઇએ **विसज्जिअ** ટિપ્પણ લખ્યૂં હશે, તે મૂળમાં ભળી ગયૂં છે. આ વાક્યમાં ઉદ્દેશ્ય તરીકે **परिजणो** પદની ખપતી છે. પુલ્લિંગનૂં ઉદ્દેશ્ય સ્ત્રીલિંગ **णिग्गदा** બદલ પુલ્લિંગ વિધેય માગી લે છે. આથી **अहो पमादो । अस्सत्थं पदुमावादिं केवलं दीवसहाअं कारिअ गदो परिजणो ।** એવો પાઠ લીધો છે. **परित्तजादि** પાઠાંતરથી ઉક્તિ બહુ ટૂંકાઈ જાય છે.

૧ **अप्पो विअ सिणेहो पडिभादि** એ વાક્ય 'મારો સ્નેહ એમના પ્રત્યે ઓછો છે એમ પદ્માવતીના મનમાં આવે' એવા અર્થમાં સમજી અનુવાદમાં ભાવાર્થ આપ્યો છે. પ્રાકૃત **पडिभादि** સંસ્કૃત **प्रतिभायात्**ના અર્થમાં છે.

૨ અહીં રોમાંચ નામે સાત્ત્વિક ભાવનૂં નિરૂપણ છે. એ રોમાંચ વત્સરાજના શરીરના સ્પર્શથી પ્રગટે છે. પણ વાસવદત્તા તો પદ્માવતી સૂતાં છે એમ સમજે છે, અને રોમાંચ સખી સાથે એક આસને બેસવાના લ્હાવાથી પ્રગટ્યાં છે એમ માને છે. એના મનમાં શંકાનો ઉદય હજુ સુધી થયો નથી; કેમકે તે સખીબુદ્ધિથી રાજાને ભેટીને સૂએ છે. આથી મૂળમાં **किं णु खु** અને **अज्ज** બોલ પૃચ્છાના છે, તે અનુવાદમાં તજી દીધા છે.

૩ મૂળમાં **अहव** [સં. **अथवा**] છે, તે બદલ **अह** [સં. **अथ**] પાઠ લીધો છે. એ અવ્યય અહીં પ્રશ્નના અર્થમાં છે; જુઓ **अमरकोश । ३ । ३ । २४८ ।**

૪ મૂળમાં **आलिङ्गेहि त्ति** છે, તે બદલ **आलिङ्गिअ सुविहित्ति** પાઠ લીધો છે; જુઓ આગામી વાક્ય.

૫ મૂળમાં **जाव सइस्सं** છે, તે બદલ સંગતિ વિચારી **तह सइस्सं** પાઠ યોજ્યો છે.

[રાજા ઊંઘમાં] હા વાસવદત્તા !

[વાસ૦ ચમકી બેઠી થઈ જઈ] હં, આ તો પદ્માવતી ન હોય, આર્યપુત્ર છે. શું થશે[1] ? એમણે મને દીઠી !

[રાજા] હા અવંતિરાજની પુત્રી !

[વાસ૦] હાં, આ તો ઊંઘમાં બોલે છે. સારૂં થયું, કોઇ અહીં છે નહિ. હું મારાં નેત્રને અને હઇયાને સંતોખી લેઉં.

[રાજા] હા પ્રિયા ! હા વ્હાલી શિષ્યા ! બોલ, બોલ[2],

[વાસ૦] બોલૂં છૂં, આર્યપુત્ર, બો  છૂં[3].

---

૧ પદ્માવતી સાથે વત્સરાજનો વિવાહ થયાથી, યૌગંધરાયણ રુમ·ણ્વાન વગેરેએ વાસવદત્તા સાથે સંતલશથી જે યોજના ઘડી હતી, તેનો મુખ્ય ભાગ તો સિદ્ધ થઈ ગયો છે. હવે વાસવદત્તાનું પ્રગટ થવું જ બાકી છે. તેનો ઘાટ ઊતરે તે પહેલાં વાસવદત્તા રાજાની દૃષ્ટિએ પડે ને તે એને ઓળખે, તો રાજાના મનમાં કંઈ કંઈ વ્હેમ આવે અને અનર્થ નીપજે. આ ભીતિ વાસવદત્તાના 'શું થશે ?' બોલમાં સમાઈ છે. આ સંજોગમાં **किं णु खु भवे । दिट्ठह्मि ।** એવો કલ્પિત પાઠ યોજ્યો છે. મૂળનો આ ભાવ ન સમજાયાથી એ પાઠમાં જબરી વધઘટ થઈ છે. એ વધઘટવાળો મુદ્રિત પાઠ નીચે પ્રમાણે છેઃ—**किं णु खु दिट्ठह्मि । महन्तो खु अय्यजोअन्धराअणस्य पडिण्णाहारो मम दंसणेण णिप्फलो संवुत्तो । (मन्दभाआए मए किं किदं )** ।. આમાં કહેલી યૌગંધરાયણની પ્રતિજ્ઞા વિશે આ નાટકમાં કોઇ એ ઠેકાણે કંઇ છે નહિ. **प्रतिज्ञायौगन्धरायण** વાંચી **स्वप्नवासवदत्त**માં પણ કોઇકે પ્રતિજ્ઞા લીધાની વાત ઓઠવી દીધી જણાય છે.

૨ રાજાને લાવાણકની લાહ્ય પહેલાના એક પ્રસંગનું સ્વપ્નું આવે છે. વાસવદત્તા જાણે રીસાઈ છે. તેણે અંજન આંજયું નથી, તિલક કર્યું નથી, પત્રાવલી ચિતરી નથી, આભૂષણ પહેર્યાં નથી, ને અબોલા લેઇને બેઠી છે. રાજા જાણે તેને મનાવે છે. તે તેને પૂછે છે, કે 'બોલ, તું શું રીસાઈ છે ? રીસાઈ ન હોય, તો શણગાર કેમ સજ્યા નથી ? શું તારા મનમાં એમ છે કે વત્સરાજ શ્રણગાર સજાવે ? લે, ત્યારે, તેમ કરૂં છૂં.' આ રીતે રાજાની ઉક્તિઓ સળંગ લીધાથી સ્વપ્નનો ખ્યાલ આવશે.

૩ વત્સરાજની પૂર્વગત સ્વપ્નોક્તિમાં અબોલા લીધાનો ભાવ હોવાથી વાસવદત્તા આ ઉક્તિથી તેનો ઇનકાર કરે છે અને પોતાના ભાવની શુદ્ધિ અને સ્નિગ્ધતા માત્ર પ્રગટ કરે છે. તે કંઈ ઊંઘતા રાજાને સંભળાવવા કહેતી નથી.

**[રાજા]** તૂં શૂં રીસાઈ છે ?

**[વાસ૦]** ના રે ના[1].

**[રાજા]** ના રીસાઈ હોય, તો શણુગાર કેમ નથી સજ્યા ?

**[વાસ૦]** હવે હૂં મૂંઝાઈ. આનો ઉત્તર શો અપાય[2] ?

**[રાજા]** તારા મનમાં એમ છે, કે વત્સરાજ તને પહેલાંની પેઠે શણુગાર સજાવે[3] ?

**[વાસ૦]** જાઓ, રે, જાઓ. સ્વપ્નમાં પણ શણુગાર સજાવવાની જ ઝંખના[4] !

**[રાજા]** લે, ત્યારે, [5]તારી ઇચ્છા એવી છે તો હૂં તને શણુગાર સજાવૂં[6]. [ ઊંઘમાં હાથ લાંબો કરે છે[7]. ]

**[વાસ૦]** બહુ થોભી હૂં. વખતે કોઈ આવી ચડશે ને મને દેખશે. માટે, આર્યપુત્રે સ્વપ્નામાં આ લાંબો કર્યો છે[8], તે હાથ

---

૧ અહીં રીસાવાનો નિષેધ છે. પોતાની હમેશની ભાવશુદ્ધિ પ્રગટ કરવા સિવાય બીજો કંઈ ઉદ્દેશ વાસવદત્તાના પ્રેમાર્દ્ર હૃદયમાં છે નહિ, તે સમગ્ર પ્રસંગ ધ્યાનમાં લેવાથી પ્રતીત થશે. આવી વસ્તુસ્થિતિમાં **णहि णहि** પછી મૂળમાં વધારાના **दुक्खिदह्मि** બોલ મળી આવે છે, તે અનુવાદ કરતાં ક્ષેપક ગણી તજી દીધા છે.

૨ બોલ્યાથી અબોલાની વાત ખોટી પાડી, તેમ આ વખતે શણુગાર સજેલા હોત તો 'આ મેં શણુગાર સજ્યા છે ને' કહી રૂસણાની વાત વાસવદત્તા ખોટી પાડી શકત. પરંતુ પ્રોષિતપતિકા તરીકે તે શણુગાર સજતી ન હતી. આથી તે મૂંઝવણમાં પડે છે. મૂળમાં **हद्धी चरं किं ।** છે. તેનો અનુવાદ કરતાં, પૃષ્ઠ ૪૨ ની ટિપ્પણી ૧ વાળી ઉક્તિમાં જેમ **प्रश्नः** અધ્યાહાર ગણ્યો હતો, તેમ અહીં **उत्तरम्** બોલ અધ્યાહાર લીધો છે.

૩-૮ મૂળમાં અહીં નીચે પ્રમાણે ચાર ઉક્તિઓ છેઃ—૧ **राजा**—**किं विरचितां** [ પાઠાંતર **विरहिकां** ] **स्मरासि ।**,૨ **वासवदत्ता (सरोषम्)**—[**अ**] **अवेहि । इहावि विराहिआ ।**, ૩ **राजा—तेन हि विरचिकार्थं** [પાઠાંતર **विराहितां**] **भवतीं प्रसादयामि । (हस्तौ प्रसारयति) ।**, ૪ **वासवदत्ता**—**चिरं ठिदह्मि । कोवि मं पेक्खे । ता गमिस्सं । अहव सय्यापलम्बिअं** [પાઠાંતર] **पय्यावलम्बिदं**] **अय्यउत्तस्स हत्थं सअणीए आरोविअ गमि-**

**અદ્ધર ઝઝૂમતો બિછાનામાં મૂકીને જાણ હવે.** [ અદ્ધર હાથ બિછાનામાં મૂકીને જાય છે. ]

[રાજા જાગી ઊઠી] **પ્રિયા વાસવદત્તા! ઊભી રહે, અરે ઊભી રહે. અહા[1]!**

[ અનુષ્ટુભ. ]

**ધાયો ને અથડાયો હૂં કમાડે આ ભીંડાયલે,**
**સ્પષ્ટ એહ જણાવે[2] જે ઝંખના મુજ સત્ય છે. ૭**

---

**स्सं।** **[तथा कृत्वा निष्क्रान्ता]।** આમાંની ચોથી ઉક્તિમાં રાજાએ એક હાથ લંબાવ્યાનૂં કહ્યૂં છે. તેથી ત્રીજી ઉક્તિની નાટયસૂચિમાં **हस्तं** જોઇયે; **हस्तौ** ન હોઈ શકે. રાજા જો પાછલા પ્રણયભંગ માટે વાસવદત્તાને મનાવતો હોય, તો તેણે બે હાથ જોડવા જોઇયે; અને તે હાથ જોડેલા હોઈ બંને એક જ સપાટીમાં જોઇયે; નહિ કે એક લંબાવ્યો હોય ને બીજો જેમનો તેમ પડયો હોય. પરંતુ એક જ હાથ લંબાવેલો કહ્યો છે તેથી બે હાથ જોડેલા ન હોઈ શકે, એટલે રાજા મનાવતો પણ ન જ હોઈ શકે. એક હાથ લંબાવી કદાચ રાજા સ્વપ્નમાં વાસવદત્તાના શરીરે શણગાર સજાવવાનૂં કરતો હોય. આ સંજોગમાં પહેલી ઉક્તિમાં **विरचितं**, બીજીમાં **विरचिआ** અને ત્રીજીમાં **विरचितार्थां भवतीं प्रसाधयामि** પાઠ કલ્પ્યા છે. **विरचित** શબ્દ અહીં ક્રિયાવાચક નામ છે, અને તેનો અર્થ **विरचना** એટલે 'શણગારવૂં' લીધો છે. ત્રીજી ઉક્તિના **विरचितार्थाम्** પદનો વિગ્રહ **विरचितेन विरचनया अर्थः यस्याः ताम्** એ રીતે કર્યો છે. ચોથી ઉક્તિમાં **गमिस्सं**ની પુનરુક્તિ છે. **अहव** [અથવા] વિયોજક [ disjunctive ] અસ્થાને છે અને **सय्यावलम्बिअं** [ પથારીમાંથી લટકતો ] અને તેનૂં પાઠાંતર ગરબડિયા છે. તેથી **ता सिविणे लम्बिदं** [સં. **तत् स्वप्ने लम्बितम्**] પાઠ યોજ્યો છે. **अहव, सय्याव** અને **पय्यावि** વર્ણસમૂહ તાડપત્રનો ભાગ ખરી જવાથી નાશ પામેલા **सिविणे**ને સ્થાને ગોઠવ્યા જણાય છે; અને **गमिस्सं** બેવડાવાથી દાખલ થયો છે.

૧ મૂળમાં **हा धिक्** છે, તે બદલ માત્ર **हा** પાઠ લીધો છે.

૨ મૂળમાં **ततो व्यक्तं न जानामि भूतार्थो मे मनोरथः।** એ રીતની પંક્તિ છે. તેમાં **न जानामि** [પાઠાંતર **जानाति**] બદલ **विजानामि** પાઠ લીધો છે. ગણપતિ શાસ્ત્રી મૂળ પાઠને વળગી રહે છે અને શ્લોકનૂં

[ એવે વિદૂષક પાછો આવે છે. ]

**[વિદૂ૦]** અહો, વત્સરાજ જાગ્યા છે.

**[રાજા]** મિત્ર, મિત્ર, એક વધામણી. વાસવદત્તા જીવે છે.

**[વિદૂ૦]** વાસવદત્તા ? અફસોસ, હવે વાસવદત્તા કેવાં ? એ તો ગત થયાં છે, ક્યારનાં એ ગુજરી ગયાં છે.

**[રાજા]** અરે, ચૂપ, એમ માં બોલ.

[ અનુષ્ટુભ. ]

મિત્ર ! હું ઊંઘતાને એ જગાડી ગઈ આ ક્ષણે.
ન્હાયો પૂર્વે રુમણવાને 'બળી ગઈ' કહી મને. ૮

**[વિદૂ૦]** અફસોસ, મિત્ર, એ વાત જ અશક્ય છે. એ તો મેં ઉજ્જયિનીનું નામ લીધું હતું એટલે તમને વાસવદત્તા સાંભરી આવ્યાં હતાં; અને એમની ને એમની જ ઝંખનામાં તમે ઊંઘી ગયા, તેથી તમે એમને સ્વપ્નામાં દીઠાં હશે[1].

**[રાજા]**

[ અનુષ્ટુભ. ]

સ્વપ્ન એ હોય, તો સ્વપ્ને ભલું ને ભલી નીંદડી !
ભ્રમણા હોય, તો હોજો ભ્રમણા એ સદાવડી ! ૯

અને એ સ્વપ્ન કે ભ્રમણા પણ કેમ કહેવાય[2] ?

[ અનુષ્ટુભ. ]

નવ કેશ સમારેલા, નવ આંજેલ અંજને,
શીયળે અડવું એવું મુખ મેં જોયું જાગીને. ૧૦

---

તાત્પર્ય અનિશ્ચયપરત્વે સમજે છે. પરંતુ વિદૂષક સાથેના આગામી સંભાષણમાં 'નક્કી મેં વાસવદત્તા જોઈ' એવી રાજાની ખાતરીનું નિરૂપણ છે. આથી સંશયાર્થ પાઠ તજી દેઈ નિશ્ચયાર્થ પાઠ યોજવો પડ્યો છે.

૧ મૂળમાં **अविहा असंभावणीअं एदं ण । आ उद्दअण्णाणसंकित्तणेण तत्तहोर्दिं चिन्तअन्तणे सा सिविणे विट्ठा भवे ।** પાઠ છે. તેને બદલે અનુવાદ માટે **अविहा असंभवणीअं एदं । णं उज्जइणीए संकित्तणेण तत्तभोर्दिं चिन्तअन्तेण सा सिविणे दिट्ठा भवे ।** પાઠ લીધો છે.

૨ આ વાક્ય પૂર્વ અને ઉત્તર શ્લોકને જોડવાના અંકોડા તરીકે અહીં ઊમેર્યું છે; મૂળમાં નથી.

[વિદૂ૦] ત્યારે તમે, અહીં દરબારમાં સુંદર સ્વરૂપની આવંતિકા બ્રાહ્મણી છે, તે દીઠો હશે[1].

[રાજા] મિત્ર ! જો તો ખરો,

[ અનુષ્ટુભ. ]

દબાવ્યો બાહુ દેવીએ બ્હીતાં લૈ અંક ઊંઘમાં,
તેને જે પાંગર્યા સ્પર્શે રોમ તે ન હજી શમ્યાં ! ૧૧.

[વિદૂ૦] હવે આપ મૂકો એ વાત. લોક હસશે[2].

---

૧ રાજા જ્યારે એમ કહે છે કે મેં જાગીને વાસવદત્તાને જોઈ છે, ત્યારે વિદૂષક બીજો ખુલાસો આપે છે. તે કહે છે કે તમે જાગીને જોઈ તે ખરી વાત. પણ તે વાસવદત્તા ન હોવી જોઇયે-એ તો આવંતિકા હશે. મૂળમાં અહીં પાઠ બહુ ભ્રષ્ટ થયો છે. જાગ્રદવસ્થાનૂં નિરૂપણ કરનારા છેલ્લા શ્લોકને વિલાપરૂપ સમજી કોઇએ વિદૂષકની ઉક્તિમાં પ્રથમ **मा दाणिं भवं अदिमत्तं संतपिअ ।** એવૂં બોધવાક્ય ઊમેર્યૂં છે. પછી **इमस्सिं राजउले अवान्तिसुन्दरी णाम जक्खिणी पडिवसादि, सा तुए दिट्ठा भवे ।** એ વાક્યથી રાજાની ભ્રાંતિનો ખુલાસો આપવા યત્ન કર્યો છે. તે પછી યક્ષિણીએ જ્યાં દેખા દીધા ત્યાં રહેવૂં સલામત નથી, એવા ભાવથી વિદૂષક પાસે **एदु एदु भवं चउस्सालं ।** કહેવરાવ્યૂં છે. અહીં સવાલ ઊઠે છે કે યક્ષિણીએ રાજાને શા માટે દેખા દેવા પડે ? બહુ વિચારતાં પ્રસ્તુત ઉક્તિ નીચે પ્રમાણે હોવી જોઇયે એમ મારૂં માનવૂં છે. **विदूषकः–तदो, इमस्सिं राजउले आवान्तिआ णाम सुन्दरी बह्मणी पडिवसादि, सा तुए दिट्ठा भवे** [ સં. **ततः, अस्मिन् राजकुले आवन्तिका नाम सुन्दरी ब्राह्मणी प्रतिवसति, सा त्वया दृष्टा भवेत्** ]. એમાંના **आवान्तिआ णाम सुन्दरी** ઉપરથી **अवन्तिसुन्दरी णाम** પાઠ ઉત્પન્ન થયો સંભવે છે. વળી તાડપત્રમાં **बह्मणी** ના પહેલા બે અક્ષર ખવાઈ જતાં કોઇએ પૂર્વગત ભ્રષ્ટ પાઠ સાથે બંધ બેસતો તેવો જ ભ્રષ્ટ **जक्खिणी** પાઠ ગોઠવ્યો હશે. આસપાસનાં બોધવાક્ય અને ભયવાક્ય તો ક્ષેપક જણાઈ જ આવે છે.

૨ મૂળમાં **एदु एदु भवं ।** એટલા બોલ વધારે છે. એ ભયવાક્ય યક્ષિણીવાળા પાઠ ઉપર આધાર રાખતૂં હોઈ પૂર્વની ટિપ્પણીમાં આપેલા કારણ સર તજી દીધૂં છે.

[ એવે એકાએક કંચુકી પ્રવેશ કરે છે. ]

**[કંચુકી] જય જય, આર્યપુત્ર. મહારાજ દર્શક કહે છે કે આપનો અમાત્ય રુમણ્વાન આરુણિની પૂંઠ પકડી એનો ઘાટ ઘડવા મોટું સૈન્ય લઈને આવ્યો છે. મેં પણ વિજયી ચતુરંગિણી સેના સજ્જ કરી છે. આપ હવે વજડાવો વિજયડંકો.**

[ શાર્દૂલવિક્રીડિત. ]

**કીધા પૌર ઝુરંત શાંત; અરિનો ભેદ્યો ભૂંડો સાથ છે;**
**પાર્ષ્ણિગ્રાહ[1] નડંત વિગ્રહ વિશે, તેને કર્યો મ્હાત છે;**
**હાવે દુશ્મનના નિકંદનતણો ગાઢો ઘડ્યો ઘાટ છે;**
**ગંગા ઊતર્યું સૈન્ય છે; [2]મુલક સૌ સંબંધીને હાથ છે. ૧૨.**

---

૧ આ પાર્ષ્ણિગ્રાહ તે કોશલનો રાજા હોવો જોઇયે. કૌશાંબમંડળ અને કોશલ એ પાસપાસેનાં રાજ્યો હતાં; જુઓ Watters' Yuan Chwang, I. 367-368. મહારાજ દર્શકના પિતા અજાતશત્રુના સમયથી કોશલ રાજ્ય ઉપર મગધ રાજ્યનું દબાણ હતું. આ દાબને લીધે કોશલનું નડતર મટી ગયાનું ઉપર જણાવ્યું છે; જુઓ Smith's Early History of India.

૨ ઉત્તરપાંચાલ અને દક્ષિણપાંચાલ, ઉત્તરવિદર્ભ અને દક્ષિણવિદર્ભ વગેરેની પેઠે વત્સ દેશ પણ ઉત્તરવત્સ અને દક્ષિણવત્સ એમ દ્વિધા વિભક્ત હશે. અંતર્વેદિનો નીચાણનો પ્રદેશ, જેનો અગિયારમા શતકના લેખમાં **कौशाम्बमण्डल**ના નામથી નિર્દેશ કર્યો છે, તે જ ઉદયન રાજાના તાબાનો વત્સ દેશ. એની રાજધાની કૌશાંબી યમુનાને કાંઠે હતી. એ ઉત્તરવત્સનો મોટો ભાગ આરુણિએ કબજે કર્યો હતો. માત્ર કૌશાંબી અને તેની પાસેનો પ્રદેશ દુશ્મનના હાથમાં ગયો ન હતો. સેનાપતિ રુમણ્વાને અવંતિના રાજાની મદદથી તે બધો પાછો મેળવી આરુણિને હરાવી યમુનાને પેલે પાર હાંકી કાઢ્યો હતો. હવે તે મગધની સેના સાથે જોડાઈ આરુણિની પૂંઠ પકડવા ગંગા ઊતરી મગધ આવ્યો હતો. આ ઉપરથી આરુણિનું રાજ્ય મગધની પશ્ચિમે અને ઉત્તરવત્સ કિંવા કૌશાંબમંડળની દક્ષિણે હશે એવી અટકળ થાય છે. મૂળમાં **वत्साश्च हस्ते तव** છે. તેમાં કહેલ વત્સ તે આ આરુણિની સત્તા નીચેનો દક્ષિણવત્સ દેશ. ઉદયનને આગળ કરી મહારાજ દર્શક અને સેનાપતિ રુમણ્વાનની ઉપરના શ્લોકમાં કહેલી તૈયારી આરુણિને

[રાજા ગાજી ઊઠી] **ભલે ! હું તત્પર જ છું.**

[ આખ્યાનકી. ]

**બીહામણા બાણુતરંગ માંહી**
**રણાર્ણવે તત્ક્ષણ ઝંપલાવી**
**તુરંગ માતંગથકી તરૂં એ**
**ને હું હીણા આરુણિને હણૂં એ[1].** ૧૩.

[ સૌ જાય છે. ]

---

હણી આ વત્સ દેશ જીતી લેવા માટે છે. મુલક સૌ એટલે શત્રુ આરુણિનો બધો મુલક, દક્ષિણવત્સ દેશ. જુઓ પૃષ્ઠ ૬૬ ની ટિપ્પણી ૧.

૧. મૂળમાં પહેલા ચરણમાં **नागेन्द्रतुरङ्गतीर्णे** પદ છે, તેનો **नागेन्द्रैश्च तुरङ्गैश्च तीर्णं तरणं यस्य तस्मिन्** એમ અનુવાદ માટે વિગ્રહ કર્યો છે. ચોથા ચરણમાં **महार्णवाभे युधि नाशयामि**ને બદલે કદાચ **रणार्णवे संप्रति नाशयामि** એવો પાઠ હશે.

# સાચૂં સ્વપ્ન.

## વિષ્કંભક ૪.

[ અવંતિનો કંચુકી રૈભ્ય પ્રવેશ કરે છે. ]

[કંચુકી] કોણ છે કનકપોળની ચોકીએ ?

[ પડદા પાછળથી પ્રતીહારી વિજયા પ્રવેશ કરે છે. ]

[પ્રતી૦] આર્ય ! આ રહી હૂં વિજયા. શૂં કામ છે ?

[કંચુકી] [1]દક્ષિણવત્સ રાજ્ય જીતી લેઈ જેમણે ઉદયનાં પગરણ માંડ્યાં છે એવા મહારાજા ઉદયનને નિવેદન કરો, કે મહારાજા મહાસેન તરફથી કંચુકી રૈભ્ય[2] અને મહારાણી અંગારવતી તરફથી રાજકુમારી વાસવદત્તાનાં ધાવમા વસુંધરા દેવડીએ ઊભાં છે[3].

[પ્રતી૦] આર્ય ! [4]અવસર હાલ નિવેદનને અનુકૂળ નથી.

---

૧ મૂળમાં **वत्सराज्यलाभप्रवृद्धोदयाय** પાઠ છે. આમાં કહેલૂં **वत्सराज्य** કૌશાંબમંડળ હોઈ શકે નહિ; કેમકે ખોયેલૂં પાછૂં મેળવવૂં એ કંઈ વાસ્તવિક રીતે લાભ ન કહેવાય. અપ્રાપ્તની પ્રાપ્તિ, તે જ લાભ. આથી અહીં કહેલૂં **वत्सराज्य** અને મૂળના અંક ૫ ના શ્લોક ૧૨ માં કહેલ **वत्साः** એક સમજી દક્ષિણવત્સ અર્થ અનુવાદમાં આપ્યો છે; જુઓ પૃષ્ઠ ૬૪ ની ટિપ્પણી ૨.

૨ કાશ્યપ ગોત્રના રેભ ગણનો, તે રૈભ્ય. એ ગોત્રનાં કશ્યપ, અવત્સાર અને રેભ, એ પ્રવર છે. કશ્યપ ઋષિનો પુત્ર અવત્સાર અને તેનો રેભ. જુઓ **प्रवरमञ्जरी** અને **प्रवरदर्पण** [ **गोत्रप्रवरनिबन्धकदम्बक** ].

૩ **उपस्थितौ** ઉપર નજર નાંખતાં મૂળમાં **प्राप्तः** વધારાનો જણાય છે અને **च** બેવડાય છે. આથી એ બોલ અનુવાદમાં તજી દીધા છે. પ્રતીહારી જે પ્રાકૃત ઉક્તિથી રાજાને કંચુકી અને ધાવ આવ્યાની ખબર કરે છે, તેમાં આ ક્ષેપક બોલો છે નહિ.

૪ આમાં અને એ પછીની ઉક્તિમાં મૂળમાં પ્રા. **अदेशकालो**, સં. **अदेशकालः** પાઠ છે. પરંતુ પ્રસ્તુત પ્રસંગમાં ખાસ કરીને કાળ જ પ્રતીકૂળ

[કંચુકી] કેમ અનુકૂળ નથી?

[પ્રતી૦] સાંભળો, આર્ય! શય્યાસુખ મહેલના બહારના ચોકમાં કોઇકે આજે વીણા વગાડી. તે મહેલમાંથી સાંભળતાની સાથે મહારાજે કહ્યું:–'અહો, ઘોષવતીના સુર ક્યાંથી?'

[કંચુકી] પછી?

[પ્રતી૦] તે ઉપરથી દાસીઓ દોડી. તેમણે જઈ વગાડનારને પૂછ્યું. 'ભાઇ! આ વીણા તેં ક્યાંથી આણી?' તેણે જવાબ દીધો, 'નર્મદા નદીના કાંઠાના જંગલમાં ઝાડવાંનાં ભોથાંમાં પડી હતી[2], ત્યાંથી અમને જડી છે એ. જો ખપ હોય, તો મહારાજની જ છે. લેઈ જાઓ.' તે લેઈને તેમણે મહારાજ આગળ રજુ કરી. મહારાજે તે ખોળામાં લીધી, તેવા જ તેઓ મૂર્છિત થઈ ગયા. કેટલીક વારે મૂર્છા વળી, ત્યારે તેઓ બોલ્યા. 'અરે, તને તો દીઠી, ઘોષવતી, પણ ક્યાં છે તારી સખી? એને હું નથી જોતો.' તે વખતથી એઓ ચોધાર આંસુએ રુદન કરે છે. રડી રડીને એમની આંખો સૂજી ગઈ[3] છે. સમય એમ પ્રતીકૂળ છે. હું શી રીતે નિવેદન કરૂં?

---

છે. અહીંથી ચોથી ઉક્તિમાં પણ **अणवसरो** બોલ વાપર્યો છે. આ કારણથી **अक्कालो** પાઠ લીધો છે.

૧ મૂળમાં **सुय्यामहा**[પાઠાંતર **सुआमुण** અને **सुय्यामह**]**प्पासादगदेण** છે, તે બદલ **सय्यासुहप्पासादग्गगदेण** [ સં. **शय्यासुखप्रासादाग्रगतेन** ] પાઠ લીધો છે. ગણપતિ શાસ્ત્રીએ ત્રીજા સંસ્કરણમાં **सुय्यामुह०** [ સં. **सूर्यामुख०** ] પાઠ કલ્પ્યો છે.

૨ મૂળમાં **णम्मदातीरे कुय्यगुम्मलग्गा** [ સં. **नर्मदातीरे कुब्जगुल्मलग्ना** ] છે. હવે, મહાસેનના સુભટોના હાથમાં વત્સરાજ સપડાયો, તે નાગવન નર્મદાના કાંઠાનું વેણુવન મૂક્યા પછી હોવાનું **प्रतिज्ञायौगन्धरायण। अङ्क ।१।** માં વાંચિયે છિયે. આથી **णम्मदातीर** બોલનો અર્થ નર્મદાના કાંઠાનો મુલક એટલે કે નર્મદા નદીના કાંઠાનું જંગલ એવો કર્યો છે.

૩ મૂળમાં **बप्फपय्याउलेण मुच्छूहण** [ પાઠાંતર **मुहेण** ] છે, તે બદલ **बप्फपय्याउलोच्छूणणअणेण मुहेण** [ સં. **बाष्पपर्याकुलोच्छूननयनेन मुखेन** ] એવો પાઠ લીધો છે.

[કંચુકી] ત્યારે તો, બાઈ, વ્હેલાં નિવેદન કરો. અમારૂં આવવૂં પણ આ જ સંબંધમાં થયૂં છે.

[પ્રતી૦] આર્ય ! આ જાઉં છૂં ને નિવેદન કરૂં છૂં.

[કંચુકી] બહુ સારૂં. અમે દેવડીની બેઠકમાં છિયે[1].

[ બંને જાય છે. ]

---

૧ 'બંને જાય છે' એમ અહીં નાટ્યસૂચિ છે. પરંતુ કંચુકી ને ધાવ દેવડીએ ઊભાં હોવાનું પ્રતીહારી રાજાને કહે છે; તેથી રૈભ્ય કનકપોળ પાસેની, જેને **ઉપસ્થાન** કહે છે તે બેઠકમાં ધાવ સાથે બેઠો હોવો જોઇયે. આવી સમજથી 'અમે દેવડીની બેઠકમાં છિયે' એ વાક્ય અહીં નવૂં ઊમેર્યૂં છે.

# સાચૂં સ્વપ્ન.

## અંક ૬.

[ રાજા વત્સરાજ અને વિદૂષક વસંતક પ્રવેશ કરે છે. ]

**[રાજા]** હહા ઘોષવતી !

[ પુષ્પિતાગ્રા. ]

સુર મસ મધુરા બહાવતી ને
કટિ ઉર તેહ તણાં સુહાવતી, તે
ક્યમ રહી શકી તૂં રજે દટાઈ
કટુ રટતા વનના ખગે વીંટાઈ[1] ? ૧

અરેરે, તૂં બહુ નગુણી છે ! તને એ બિચારી વાસવદત્તા સાંભરતી એ નથી ! મારી ગેરહાજરીમાં

[ વસંતતિલકા. ]

થાકયે ગતોની વચમાં કટિએ સુહાવી
પાસા મંહી લઈ ઉરે ધરીને દબાવી
મીઠૂં મુખે મલપતે ઊચરી સુરીતે
વે'ની વરાળ તુજ આગળ કાઢતી તે[2]. ૨

**[વિદૂ૦]** મિત્ર ! બહુ કલપાંત ન કરો.

**[રાજા]** ભાઈ, મને તૂં ખાલી વાર નહિ.

---

૧ મૂળમાં **स्तनयुगले जघनस्थले च** છે. તેને માટે, કેડે તેડી અને છાતી ઉપર રાખી ન્હાના બાળકને લડાવવાની સમાસોક્તિના લોભે, અનુવાદમાં ઉર અને કટિ શબ્દ વાપર્યા છે.

૨ મૂળમાં આ વસંતતિલકાનો અન્વય પૂર્વ વાકય સાથે મેળવ્યો છે. સરળતાની ખાતર એ લાંબા એક વાકયનાં અનુવાદમાં બે વાક્ય કરી નાંખ્યાં છે. શ્લોકના બીજા ચરણમાં **खेद**[ પાઠાંતર **स्वेद** ]**स्तनान्तरगतानि** એવો સમસ્ત પાઠ છે, તે બદલ **खेदे स्तनान्तरगतानि** પાઠ લીધો છે. ગણુપતિ શાસ્ત્રી પણ વિકલ્પપાઠ તરીકે **खेदे** કલ્પે છે.

[ અનુષ્ટુભ. ]

**વ્હાલીની વ્હાલી વીણાએ ઉરે સ્નેહ સૂતેલ આ**
**જગાડ્યો; પણ ના જોઉં વ્હાલે વ્હીલો હું એ પ્રિયા ! ૩**

જા તું, વ્હેલો આ વીણાને કારખાનામાં ઠીક હતી તેવી કરાવી લાવ.

[**વિદૂ૦**] જેવી આજ્ઞા. [ વીણા લેઈને જાય છે. ]

[ એવે પ્રતીહારી વિજયા પ્રવેશ કરે છે. ]

[**પ્રતી૦**] મહારાજનો સદા એ જય હો. મહારાજા પિતુશ્રી મહાસેન તરફથી કંચુકી રૈભ્ય અને મહારાણી માતુશ્રી અંગારવતી તરફથી રાણીસાહેબ વાસવદત્તાનાં ધાવમા વસુંધરા આવ્યાં છે, તે દેવડીએ છે.

[**રાજા**] એમ કે ? તો પ્રથમ પદ્માવતીને બોલાવી લાવ.

[**પ્રતી૦**] હુકમ, પૃથ્વીનાથ ! [ જાય છે. ]

[**રાજા**] અહો ! [1]સમાચાર તો વાયુને વેગે ઉજ્જયિની પ્હોચી ગયા !

[ એવે પદ્માવતી અને પ્રતીહારી પ્રવેશ કરે છે. ]

[**પ્રતી૦**] પધારિયે, બાસાહેબ[2] !

[**પદ્મા૦**] જય જય, આર્યપુત્ર !

[**રાજા**] પ્રિયે ! તેં જાણ્યૂં કે ?–પિતુશ્રી મહાસેન તરફથી કંચુકી રૈભ્ય અને માતુશ્રી અંગારવતી તરફથી વાસવદત્તાનાં

---

૧ અર્થાત્ **વત્સરાજ્યલાભ**ના એટલે કે દક્ષિણવત્સ જીતી લીધાના સમાચાર. ગણપતિ શાસ્ત્રી **નૂતનદારપરિગ્રહ**ના સમાચાર સમજે છે, તે બરાબર નથી.

૨ મૂળમાં **ભટ્ટિદારિઆ** છે, તે બદલ **ભટ્ટિણી** [સં. **भट्टिनी**] પાઠ લીધો છે. પદ્માવતી રાજગૃહમાં કુંવરીપદે હતી; તેથી ત્યાં એ **भर्तृदारिका** કહેવાતી. કૌશાંબીમાં એ રાણીપદે છે; તેથી **भट्टिनी** નામ જ ઉચિત છે. આવો જ, પણ આથી ઊલટા પ્રકારનો ગોટાળો પૃષ્ઠ ૨૯ની ટિપ્પણી ૨ વાળી ઉક્તિમાં થયો છે. જુઓ મજકૂર ટિપ્પણી.

ધાવમા વસુંધરા આવ્યાં છે[1].

[પદ્મા૦] હૂં જાણીને ખુશી થઈ. બંધુજનના કુશળસમાચાર સાંભળવા મારૂં મન તલપી રહ્યૂં છે[2].

[રાજા] ધન્ય છે, પ્રિયે, કે તૂં વાસવદત્તાના બંધુજનને 'મારા બંધુજન' કહે છે. યોગ્ય જ છે. બિરાજિયે. પ્રિયે ! કેમ તૂં ખંચાય છે ?

[પદ્મા૦] આર્યપુત્ર મારી સાથે બિરાજી શૂં એમની મુલાકાત લેવા ધારો છો[3] ?

[રાજા] શો વાંધો છે ?

[પદ્મા૦] બીજી સ્ત્રી આર્યપુત્રે પરણેલી એઓ દેખશે, તે ઠીક નહિ પડે.

[રાજા] એ ન દેખે, તે ઉલટૂં વાંધા ભરેલૂં કહેવાય. એમને સ્ત્રીનૂં દર્શન વિહિત છે. માટે બેસવૂં.

[પદ્મા૦] જેવી આર્યપુત્રની આજ્ઞા. [ બેસે છે. ] પિતાજીએ અને માતાજીએ શૂં કહાવ્યૂં હશે, એના સોસથી જાણે આર્યપુત્ર ઉદ્વિગ્ન જણાઓ છો[5].

---

૧ અહીં પણ મૂળમાંના વધારે પડતા **प्राप्तः** અને **च** બોલ અનુવાદ કરતાં તજી દીધા છે; જુઓ પૃષ્ઠ ૬૬ ની ટિપ્પણી ૩.

૨ મૂળમાં **पिअं मे णादिकुळस्स कुसलवुत्तन्तं सोदुं ।** છે, તે બદલ **पिअं मे । आदिकुलस्स कुसलवुत्तन्तं सोदुं इच्छामि ।** એવો પાઠ યોજ્યો છે.

૩ મૂળમાં **अय्यउत्त** [ સંબોધન ] છે, તે બદલ ગણપતિ શાસ્ત્રીએ પ્રથમ સંસ્કરણમાં સૂચવેલો **अय्यउत्तो** પાઠ લીધો છે. ત્રીજા સંસ્કરણમાં શાસ્ત્રીજી કેમ પાછો મૂળપાઠ **अय्यउत्त** જ સ્વીકારે છે, તે સમજાતૂં નથી.

૪ મૂળમાં **कलत्रदर्शनार्हं जनं कलत्रदर्शनात परिहरतीति षहुदोषमुत्पादयति ।** એવો કઢંગો પાઠ છે, તે બદલ **कलत्रदर्शनार्हाज् जनात् कलत्रदर्शनपरिहृतिर् बहुदोषमुत्पादयति ।** એવો કલ્પિત પાઠ લીધો છે.

૫ મૂળમાં **आविग्गा विअ संवुत्ता** છે. પરંતુ ઉત્તર ઉક્તિ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે રાજા જ આવિગ્ન બને છે. આથી પ્રસ્તુત વાક્યના છેક

**[રાજા] પ્રિયે ! એમજ છે.**

[ વસંતતિલકા. ]

**મેં કુંવરી હરી અને નવ રક્ષી જાણી !**
**કૂહેશે શૂં એ ? ફરફડૂં ઉર એહ આણી.**
**સારાઈ હારી સઉ ભાગ્યની ખોઈ યારી**
**હૂં બ્હીઊં માવિતરનો શિર રોષ વ્હોરી. ૪**

**[પદ્મા૦] પરંતુ આર્યપુત્ર !**

**આવી ર્‌હોચ્યૂં, તેની રક્ષા જ કેવી[1] ?**

**[પ્રતી૦] આ કંચુકી ને ધાવ[2]–**

**[રાજા] અંદર આવે. જા, વ્હેલી વ્હેલી તેડી લાવ.**

**[પ્રતી૦] હુકમ, પૃથ્વીનાથ !** [ જાય છે. ]

[ પછી કંચુકી રૈભ્ય અને ધાવ વસુંધરા પ્રતીહારી સાથે પ્રવેશ કરે છે. ]

---

આરંભમાં મૂકેલો **अय्यउत्त** શબ્દ કાઢી નાંખી **आविग्गो विअ संवुत्तो अय्यउत्तो** એવો પાઠ કલ્પ્યો છે.

૧ મૂળમાં **ण किस्सं कं रक्खिदुं पत्तकाले ।** છે, તે બદલ **णं किं सक्कं रक्खिदुं पत्तकालं** [ સં. **ननु किं शक्यं रक्षितुं कालप्राप्तम्** ] એવો કલ્પિત પાઠ લેઈ અનુવાદ આપ્યો છે. પ્રાકૃત પંક્તિ શાલિનીનૂં ચરણ છે. તે કોઈ પુરાણ પ્રાકૃત સુભાષિતમાંથી લીધૂં જણાય છે. આથી અનુવાદની પંક્તિ પણ શાલિનીમાં ગોઠવી છે. ગણપતિ શાસ્ત્રી **ण किं सक्कं रक्खिदुं पत्तकाले ।** એવો કલ્પિત પાઠ ત્રીજા સંસ્કરણમાં છાપે છે.

૨ મૂળમાં અહીં **जेदु भट्टा । एसो कञ्चुईओ धत्ती अ पडिहारमुवट्ठिदा ।** એવો પાઠ છે એમાં **जेदु भट्टा ।** અને **पडिहारमुवट्ठिदा ।** શબ્દો પૃષ્ઠ ૭૧ ની ટિપ્પણી ૧ વાળી ઉક્તિ નજરમાં રાખી કોઇએ નકામા ઉમેર્યા છે. કંચુકી અને ધાવની ખબર તો પ્રતીહારી આપી ચૂકી હતી. અહીં તો એ 'દૈવડીએ ખોટી થાય છે' એવૂં કંઇક તે કહેવા જતી હતી. પણ નામ લેવાની સાથે જ રાજા તેમને અંદર તેડી લાવવા પ્રતીહારીને ફરમાવે છે. આથી **एसो कञ्चुईओ धत्ती अ** એવો અપૂર્ણવાક્યાત્મક પાઠ જ અનુવાદમાં યોજ્યો છે.

[કંચુકી] અહા,

[ વસંતતિલકા. ]

સંબંધીને ભવન આવી ન હર્ષ માયે;
સંભારી દગ્ધ કુંવરી પણ ખેદ થાયે.
જેવૂં ગયેલૂં વળ્યૂં રાજ્ય, મુએલી તેવી
એ જોઉં જીવતી, કૃપા વિધિકેરી કેવી[1] ! ૫

[પ્રતી૦] આ મહારાજ બિરાજે. પધારિયે, આર્ય !

[કંચુકી પાસે જઈ] જય જય, આર્યપુત્ર !

[ધાવ] મહારાજનો સદા એ જય હો.

[રાજા સ્નેહ અને માન ભેર] આર્ય !

[ અનુષ્ટુભ. ]

ઉર્વીના રાજવંશીના દાખે ઉદય અસ્ત[2], તે
પિતા કુશળ છે ? પ્રીતિ તેમની ચ્હાઉં હૂં ચિતે. ૬

[કંચુકી] હા, જી, મહાસેન કુશળ છે[3].

[રાજા આસનથી ઊઠી] કહો, હવે, પિતુશ્રીની શી આજ્ઞા છે ?

---

૧ ગણપતિ શાસ્ત્રીએ ત્રીજા સંસ્કરણમાં આ શ્લોકના ઉત્તરાર્ધની જે વ્યાખ્યા આપી છે, તે જોવાથી મૂળનો શબ્દાર્થ સમજાશે.

૨ અહાં પોતાનો ઉદય અને આરુણિનો અસ્ત દૃષ્ટાંતરૂપે અનુલક્ષિત છે.

૩ મૂળમાં આના પછી **इहापि सर्वगतं कुशलं पृच्छति।** એ વાક્ય વધારાનૂં જોવામાં આવે છે. જો કંચુકી પાસે એ વાક્ય ભાસે કહેવરાવ્યૂં જ હોત, તો અહીં રાજા પાસે એણે **कुशलमिति। आर्य ईदृशं कुशलम्।** આમ પણ કહેવરાવ્યૂં હોત; જુઓ આગળ ધાવ અને રાજાની વચ્ચેની વાતચીત. 'હા, જી, મહાસેન કુશળ છે' એમ કંચુકી કહે છે તેવો જ વત્સરાજ, હવે કંચુકી સંદેશો કહેશે એમ મનથી ધારી, મહાસેનના માનમાં આસનથી ઊભો થાય છે. આ રીતે કંચુકીને વધારે બોલવાની તક જ મળી નથી. સબબ વધારાનૂં વાક્ય ક્ષેપક છે, જે કારણથી અનુવાદમાં એ તજી દીધૂં છે. એ વાક્ય આગામી ધાવની ઉક્તિ ઉપરથી કોઇએ ઊમેર્યૂં હશે.

[કંચુકી] [1]વૈદેહીના સુપુત્રની આ લાયકી છે. હવે બેસો. આપ આસનસ્થ થાઓ, ત્યારપછી જ મારે મહારાજનો સંદેશો કહેવાનો છે.

[રાજા] જેવી તીર્થરૂપની આજ્ઞા. [બેસે છે.]

[કંચુકી] મહારાજે કહાવ્યૂં છે કે શત્રુનૂં રાજ્ય વત્સે જીતી લીધૂં, એ જાણી અમે ઘણા ખુશી થયા[2].

[ અનુષ્ટુભ. ]

વણ પૌરુષ પૃથ્વીમાં રાજશ્રી ભોગવાય ના;
ને માઈકાંકલા ભોળા બાયલા પોરસાય ના.　　　　૭

[રાજા] આર્ય ! સૌ પિતુશ્રીનો પ્રતાપ છે[3].

[ હરિણી. ]

સુત વત મને પ્રેમે પોખ્યો પરાભવ ભૂલવી,
તવ કુંવરીં મેં ચોરી ! ચોરી જઈ ય ન જાળવી !

---

૧ **कथासरित्सागर** અને **बृहत्कथामञ्जरी**માં વત્સરાજની માતાનૂં નામ મૃગાવતી આપ્યૂં છે અને તેને અયોધ્યાના રાજા કૃતવર્માની કુંવરી કહી છે. ભાસ તેને વિદેહના રાજાની કુંવરી કહે છે.

૨ મૂળમાં અહીં **दिष्ट्या परैरपहृतं राज्यं पुनः प्रत्यानीतम्।** એમ છે. અહીં પ્રશ્ન એ ઊઠે છે કે ગયેલૂં રાજ્ય પાછૂં મેળવ્યા બાબત મહાસેન ઉદયનને અભિનંદન મોકલે છે, કે દુશ્મનનૂં રાજ્ય જીતી લીધા બાબત ? કૌશાંબમંડળ પાછૂં મેળવ્યૂં, તે તો રુમણ્વાનના અને મહાસેનના સૈન્યે. એમાં ઉદયને કંઇ પરાક્રમ બતાવ્યૂં ન હતૂં. તે તો એ વખતે રાજગૃહમાં હતો. આથી ગયેલૂં રાજ્ય પાછૂં મેળવ્યા બાબત તો અભિનંદન ન હોય. એ તો, આરુણિને હણી દક્ષિણવત્સ રાજ્ય ઉદયને જીતી લીધૂં, તે બાબત જ હોય. આવી સમજથી **दिष्ट्या परस्यापहृतं राज्यम्।** એવો પાઠ અહીં લીધો છે; અને વધારાના બોલ તે પછીના **कुतः** અવ્યય સાથે તજી દીધા છે. **परस्यापहृतम्**ને બદલે **परैरपहृतम्** પાઠ પૂર્વના શ્લોક ૫ માંથી પેઠો હશે.

૩ મતલબ કે તમે પ્રથમ કૌશાંબમંડળ પાછૂં વાળ્યૂં, તો હૂં અત્યારે દક્ષિણવત્સ રાજ્ય જીતવા સમર્થ થયો.

[1]તદપિ મમતા પોતે રાખી રહ્યા મુજમાં ઘણી.

[2]ગઈ મુજ મળી પૃથ્વી, તે એ કૃપા કહૂં એમની. ૮

[કંચુકી] મહારાજનો સંદેશો મેં આ કહ્યો. મહારાણીનો સંદેશો ધાવમા કહેશે.

[રાજા] ધાવમા !

[ અનુષ્ટુભ. ]

કહો, અવંતિનાં દેવી, સોળે માતા શિરોમણિ,

[3]મારા જાવે દિલે દુઃખી માજી કુશળ છે તહીં ? ૯

[ધાવ] હા, જી, એઓ કુશળ છે અને એમણે અહીંના કુશળસમાચાર પૂછાવ્યા છે.

[રાજા] [4]કુશળ ? આ છે કુશળ ! તમે જુઓ છો. [ રાજાની આંખમાં આંસૂ આવે છે. ]

[ધાવ] મહારાજ ! અતિ સંતાપ ન કરો.

[કંચુકી] આર્યપુત્ર ! શાંત થાઓ. જેને માટે આર્યપુત્રનૂં હૃદય દાઝયા કરે છે, તે વાસુબા મરી ગયાં નથી; જીવે જ છે એ. બાકી તો, જુઓ,

---

૧ મૂળમાં અહીં **निधनमपि च श्रुत्वा तस्याः** એ શબ્દો વડે વાસવદત્તાનૂં મરણ ઉક્ત છે. અનુવાદમાં તે 'ન જાળવી' શબ્દથી ગમ્યમાન રાખ્યૂં છે.

૨ મૂળમાં **ननु यदुचितान् वत्सान् प्राप्तुं** છે, તે બદલ **ननु यदुचिता वत्साः प्राप्ताः** પાઠ અનુવાદને માટે યોજ્યો છે. **प्राप्ताः**ને બદલે **प्राप्तुं** ના પ્રયોગ સાથે પૃષ્ઠ ૪૫ ની ટિપ્પણી ૧માં ચર્ચેલો **त्यक्तुं** બદલે **त्यक्तं**નો પ્રયોગ સરખાવો.

૩ મૂળમાં **प्रवासदुःखार्ता** પદ છે, તેનો જ આ અનુવાદ છે. અહીં **प्रवास**ના ઉપયોગ સાથે પૃષ્ઠ ૧૫ ની ટિપ્પણી ૩ ના **प्रोषितचन्द्र**માંના **प्रोषित**નો ઉપયોગ સરખાવો. ધાવના મુખના સંદેશામાં **अणिवुत्तविवाहमङ्गलो एव्व गदो** એ શબ્દોથી અંગારવતી જે શોક કરે છે, તેનો ઉદયનના હૃદયનો પ્રતિધ્વાન પ્રસ્તુત શ્લોક છે.

૪ મૂળમાં અહીં **सर्वगतं कुशलमिति । अम्ब ईदृशं कुशलम् ।** એ રીતે છે. અહીં ઉત્તર વાક્યમાં **कुशलम्**નો જ અન્વાદેશ છે, તેથી પૂર્વ વાક્યમાંનો **सर्वगतं** બોલ વધારા પડતો ગણી તજી દીધો છે.

